॥ श्री गुरवे नमः ॥

आध्यात्मिक ग्रन्थमाला । 



पंचम पुष्प । 

# राजयोग (भाग २)

(भारतजीवन मासिकपत्रना ग्राहकोने भेट. १९२१-२२.)



मूल्य:–
रू. १–२–०

लेखक-प्रकाशक
डाह्याभाई रामचन्द्र म्हेता
अमदावाद

॥ श्री गुरवे नमः ॥

आध्यात्मिक ग्रन्थमाला।



पंचम पुष्प।

# राजयोग (भाग २)

(भारतजीवन मासिकपत्रना ग्राहकोने भेट, १९२१-२२.)



मूल्य:—
रु. १-२-०

लेखक-प्रकाशक
डाह्याभाई रामचन्द्र म्हेता
अमदावाद

प्रकाशक,
डाह्याभाई रामचन्द्र म्हेता
ठे. दाणापीठ, नवोवास, आगली
पोळ-अमदावाद.





प्रथमावृत्ति. १००० प्रत.

संवत १९७८. सन १९२२.

अमदावाद-सलापोसरोड,
डायमंड ज्युबिलि प्रिन्टींग प्रेसमां
परिख देविदास छगनलाले
छाप्युं.

॥ श्री गुरु समर्थ ॥



# સમર્પણ.

સદ્‌ગુણ સમ્પન્ન, ધર્મપ્રાણ, શ્રીમન્ત વાંસદાનરેશ

**મહારાજા શ્રીઇન્દ્રસિંહજી સાહેબ બહાદુર.**

સ્થળ: વાંસદા.

વિનયપૂર્વક નિવેદન: ' જેમ જેમ આપશ્રીના સમાગમમા આવતો જાઉ છું તેમ તેમ આપશ્રીની ધર્મવૃત્તિ, તત્ત્વજિજ્ઞાસા વિશેપરૂપે જોઈ અતિ પ્રસન્ન થાઉ છું અને એક નર-પતિના હૃદયમાં આવી ધર્મજિજ્ઞાસા, ખરેખર પ્રજાજનને અતિ ઉપ-કારક છે એટલું જ નહિં પણ આપશ્રીના સદ્‌ગુણ સમહ મનુષ્ય માત્રે અનુકરણ કરવા જેવા છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ થતી નથી. આપશ્રીના હૃદય-અંતર્ગત સમાયલી સાધુતા જોઇ, વિશ્વવંઘ રાજયોગી **સ્વામી વિવેકાનંદજી**ની અમૂલ્ય પ્રસાદી **રાજયોગ-ભાગ ૨ જો**, (પ્રથમ ભાગની પેઠેજ) આપશ્રીના પવિત્ર કરકમળમાં સમર્પણ કરવા આકર્ષાઉ છું. તેને આપશ્રી સ્વીકારશો એ આશાપૂર્વક **हरिः ॐ तत्सत्**।

“ભારતજીવન” કાર્યાલય,
**અમદાવાદ**
ગુરૂપૂર્ણિમા-૧૯૭૮.

સંતચરણોનો દાસાનુદાસ,
**डाह्याभाई रामचन्द्र म्हेताना**
જય ગુરૂ વંદન.

# લેખકની પ્રાર્થના.

"**ભારત જીવન**" માસિક પત્રના ધર્મપ્રેમી સદ્ગુણ ગ્રાહકોના કરકમળમાં આજે "**રાજયોગ**" **દ્વિતીય ભાગ** સાદર કરતાં અમને અતિ હર્ષ થાય છે. ગત્ વર્ષમાં અમે **રાજયોગ** પ્રથમ ભાગ ભેટ આપ્યો છે. એ પ્રથમ ભાગ જેમ વિશ્વવંદ્ય સ્વામિ વિવેકાનંદજીનો લખેલો છે તેજ પ્રમાણે પ્રસ્તુત દ્વિતીય ભાગ, પાતંજલ-યોગસૂત્રના ચાર પાદનું ભાષાન્તર છે અને તેની વ્યાખ્યા સ્વામિજીએ પોતે કરેલી છે. યોગસૂત્ર સબંધી સ્વામિજીના વિચારો આ સાથેજ પ્રકટ કરવામાં આવ્યા છે તે ઉપરથી તેની ઉપયોગિતા વગેરે વાચક બન્ધુઓના સમજવામાં આવશે. અમારે તો માત્ર એટલુંજ કહેવાનું કે: ગુજરાતમાં આધ્યાત્મિક-ધર્મ જ્ઞાનની જાગૃતિ થાય તે સાથે યોગાભ્યાસ વૃદ્ધિ પામે. યોગનાં જે અંગો યોગસાધકોને તેમજ ગૃહસ્થાશ્રમીજનોને રૂચતાં હોય, હિતકારક જણાય તે અંગો સાધ્ય કરવાનો યત્ન કરવામાં આવે તો તેથી ગુર્જર પ્રજાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ થવાનો સંભવ છે. શરીર જેવું સર્વોત્તમ યંત્ર પ્રાપ્ત થાય છતાં મનુષ્ય ભવસાગર પાર તરી ન શકે તો પછી તેના જેવું અજ્ઞાન બીજું કયું પ્રાણી કહેવાઇ શકે? શરીર ધારણ કરવાનું પ્રયોજન શું? પૂર્વ જન્મનાં અપૂર્ણ રહેલાં કર્મો ભોગવી, નવીન કર્મો રૂપી બીજ ન વવાય અને તેનાં ફળો ચાખવાનો વખત ન આવે તેમજ પ્રારબ્ધ કર્મને ભોગવી લઇ પરમપિતાના સ્થાનમાં જઇ પહોંચાય-જીવન મુક્ત થઇ મૃત્યુ પછી પુનઃ જન્મમરણના ભયંકર દુઃખમાં ન સપડાઇ જવાય એટલોજ પુરૂષાર્થ કરવાનો છે. આ પુરૂષાર્થ ભલે કેટલાક કર્મ પર આસક્તિ રાખનારા,

વ્યવહારિક જીવોને ન રૂચે, ભલે એ પુરૂષાર્થ પ્રત્યે કોઈ વિલાસી જીવો કટાક્ષ કરે પરંતુ અમારૂં માનવું તો એજ છે કેઃ જગતમાં જન્મ્યા પછી જે કાંઇ પણ પુરૂષાર્થ કરવાનો હોય, કોઇ મહાન ઉદ્યોગ કે વ્યવસાય કરવાનો હોય તો તે માત્ર **પુરૂષ ( આત્મા )** ને ઓળખવો-**આત્મજ્ઞાન** પ્રાપ્ત કરવું અને **આત્મ-દર્શન ( આત્મ-સાક્ષાત્કાર )** કરવો એજ છે. અમારી આ માન્યતા તેજ આપણા પ્રાચીન ઋષિમુનિઓની માન્યતા છે-શાસ્ત્રમાં પણ એજ કથન છે. એ જ્ઞાન પ્રાપ્તિ માટે અને સાક્ષાત્કાર માટેજ વિશેપ રૂપે યત્ન કરવાનો છે. ભોગ-વિલાસ જેવી ક્ષણિક આનંદ પ્રાપ્ત કરાવે એવી વસ્તુની પ્રાપ્તિ તે પુરૂષાર્થ નથી. પુરૂપનો અર્થજ **આત્મા** છે, અને તેની પ્રાપ્તિ કરવી એજ પુરૂપાર્થ-એજ જન્મ્યાનું સાર્થક્ય છે. મહાન્ પુરૂષોએ તેજ કર્યું છે. સત્ય છે કેઃ આવો પુરૂષાર્થ સર્વ મનુષ્ય સ્વીકારી શકે તેમ નથી. કારણકેઃ અનેક જન્મથી પડેલા સંસ્કારોને લીધે મનુષ્યોને ભોગ-વિલાસની અનેક વસ્તુઓમાં સુખનો આભાસ થાય છે અને તેની પ્રાપ્તિને માટે તેઓ દોડધામ કરી મૂકે છે! એટલુંજ નહિં પણ ધન, દારા, સુત, સુખ, ભોગ, ઇંદ્રિય લાલસા, વગેરે ક્ષણિક વસ્તુઓ પ્રાપ્ત કરવા પાછળ હેરાન, હેરાન થઇ જાય છે! શરીર ઘસી નાંખે છે, અને તવાઈ જાય છે, છતાં તેમની ઇચ્છાનુસાર સુખ પ્રાપ્ત થતું નથી. કંઇક પણ ઉણપ રહી જાય છે, અને તેથી ક્લેશ થાય છે. સુખી કહેવાતા ભલભલા માણસોનો અમને સમાગમ થયો છે. તેઓ ઉપર ઉપરથી-પૈસેટકે-હોદ્દાથી, ધનથી, જનથી, સુખી જણાતા હોય છે પણ તેમના અંતરમાં ઉંડા ઉતરતાંજ એકાદ ચિન્તારૂપી કાળી સર્પિણી તેમના હૃદયના એક ખૂણામાં ભરાઇ રહી તેમને તીવ્ર ડંખ મારતી જોવામાં આવે છે! માટેજ કહેવામાં

આવે છે કે ઇન્દ્રિયોની તૃપ્તિ એ સાચું સુખ નથી, એ સાચો પુરૂષાર્થ નથી. સાચો પુરૂષાર્થ તો પ્રભુના પરમપદને પામવાનો, જીવન મુક્ત થવાનો, આત્માનો સાક્ષાત્કાર કરવાનોજ છે. પૂર્વ જન્મના સંસ્કાર સિવાય આ કથનની સત્યતા સમજાવવી મુશ્કિલ છે. કહેવું એ અમારો ધર્મ છે. માનવું એ મનુષ્યના સંસ્કારને આધિન છે. ભગવાન્ સર્વને સત્ બુદ્ધિ આપે, સત્ પ્રાપ્ત કરાવે અને તેઓ જગત્‌ને સત્ વિતરણ કરી દે એજ પ્રાર્થના છે.

"**ભારત જીવન**" ના ગ્રાહકોને પ્રતિ વર્ષે એકાદ આવો ઉત્તમ ગ્રન્થ ભેટ આપવાની અભિલાષા છે. તે પરિપૂર્ણ થવાનો આધાર ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવની દયા-કૃપા પર છે. શ્રદ્ધા છે કે તે પ્રભૂ યોગ્યજ કરશે. અમને, રામકૃષ્ણ ભક્તોને અને જગત્‌ના સર્વ જીવોને પ્રભૂ સત્ બુદ્ધિ અર્પે એ પ્રાર્થના પૂર્વક **हरिः ॐ तत्सत्.**

આષાઢ-ગુરૂ પૂર્ણીમા
૧૯૭૮.
**અમદાવાદ.**

**डाह्याभाई रामचन्द्र महेता.**
સંપાદકઃ ભારત જીવન.

## अनुक्रमणिका ।

**અધ્યાય.** — **પૃષ્ઠ.**

# पातंजल योगसूत्र—उपक्रमणिका.

યોગસૂત્રની વ્યાખ્યા કરવાનો યત્ન કરતાં પહેલાં, યોગિયોનો ધર્મ જે મૂળ પાયા ઉપર સ્થપાયો છે તે સંબંધી મીમાંસા કરવાનો યત્ન કરીશું. જગતમાં જેટલા મહાન પુરૂષો છે તે સર્વેનો એવોજ મત છે અને પ્રાકૃતિક પદાર્થ સંબંધી વિશેષ પરીક્ષા કર્યા પછી એ બાબતની એક પ્રકારે મીમાંસા થઇ ગઇ છે કે: આપણે, એક સર્વાતીત સત્તા, કે જે આપણા આ દ્વૈત જગતની પશ્ચાત્ વિદ્યમાન છે, ત્યાંથી આપણને આ દ્વૈત જગતમાં લાવવામાં આવ્યા છે અને પુનઃ તેજ સત્તામાં પાછા ફરવા-તેમાંજ મળી જવા—માટે ક્રમશઃ અગ્રસર થઇએ છીએ. જો એ કથન સ્વીકારવામાં આવે તો પ્રશ્ન થશે કે; એ બે અવસ્થામાંથી કંઈ અવસ્થા શ્રેષ્ઠ? એવા અનેક મનુષ્યો છે કે: જેઓ આ વ્યક્ત અવસ્થાનેજ મનુષ્યની સર્વોચ્ચ અવસ્થા માને છે. અનેક ઉચ્ચ—ધારણા—શક્તિ સમ્પન્ન વિદ્વાનોનો અભિપ્રાય એવો છે કે: આપણે એક અખણ્ડ પુરૂષનો વિકાશ છીએ અને આપણી વ્યક્ત—અવસ્થા એ અવ્યક્ત—અવસ્થા કરતાં શ્રેષ્ઠ છે. નિરપેક્ષ પુર્ણ બ્રહ્મમાં કોઇ પણ ગુણ હોઇ શકે નહિં તેથી તેઓ કહે છે કે: તે નિશ્ચય અચૈતન્ય, જડ, અને પ્રાણશૂન્ય છે. તેઓ કહે છે કે: "આ જીવનમાં કેવલ સુખ ભોગનો સંભવ છે, તેથી આ જીવનમાં આપણે સુખ પ્રત્યે આસક્ત થવું ઉચિત છે. પ્રથમતઃ આપણે જોઇએ કે: આ જીવન—સમસ્યાની કેટલે પ્રકારે મીમાંસા થઈ શકે છે તેજ વિષયની આલોચના કરીએ. એ સંબંધી અતિ પ્રાચીન સિદ્ધાંત એ છે કે: મૃત્યુ સમયે મનુષ્ય જેવો અર્થાત્ જે જાતિ—જે લિંગ હોય છે તેવોજ તે બીજે જન્મે થઇ શકે છે. તેના સર્વ અશુભ કર્મો માત્ર દૂર થઇ

જાય છે. તેને બદલે જેટલું ઉત્તમ-કલ્યાણકારક-હોય છે તેજ અનન્તકાલને માટે અવશેષ રહે છે. પ્રણાલીબદ્ધ નૈયાયિક-ભાષામાં એ સત્ય સ્થાપન કરવાથી એમજ કહી શકાશે કેઃ મનુષ્યની છેલ્લી કહો કે અતિ ઉન્નત કહો-તે ગતિ એજ આ જગત્-આ જગત્‌ની કંઇક ઉચ્ચાવસ્થા અને તેનો સર્વ અસત્ વિભાગ બાદ કરતાં જે અવશિષ્ટ રહે તેનેજ સ્વર્ગ કહે છે. એજ પૂર્વોક્ત મતાવલમ્બીઓનું અંતીમ લક્ષ્ય છે. એ મત અતિ અસમ્ભવિત અને અકિંચિત્કાર છે એવું અતિ સહજે સમજી શકાય છે. કારણ કે; એમ બની શકેજ નહિં. સારૂં નથી તેથી નઠારૂં છે અથવા નઠારૂં નથી તેથી સારૂં છે એમ બની શકેજ નહિં. કંઇ પણ નઠારૂં નથી એવી કલ્પનાને, ભારતીય નૈયાયિકો આકાશ-કુસુમવત્ કહે છે. એ પછી વળી બીજો એક અભિપ્રાય, વર્તમાન અનેક સમ્પ્રદાયો દ્વારા સાંભળવામાં આવે છે. તે એ છે કેઃ મનુષ્ય ક્રમશઃ ઉન્નતિ પામી રહ્યો છે. જો કે એ અભિપ્રાય સાંભળવામાં યુક્તિ-યુક્ત જણાય છે છતાં વાસ્તવિક રીતે તે અતિશય અસંગત્ છે. કારણ કેઃ સીધી લીટીની કાંઈ પણ ગતિ હોઈ શકે નહિ. વૃત્તાકાર લીંટીનીજ ગતિ હોઇ શકે. તમે એક પત્થર લઇને આકાશ તરફ ફેંકશો, અને તમે સીધીજ લીટીમાં ઉભા હશો તો તે તમારાજ હાથમાં આવી પડશે. જો એક સીધી રેખા-લીંટીને-અનન્ત માર્ગે પ્રસારવામાં આવશે તો અંતે તે એક વૃત્તના રૂપમાં બદલાઈ જશે, અર્થાત્ મનુષ્યની ગતિ સર્વદા અનન્ત ઉન્નતિની દિશામાં છે-તેનો ક્યાંય પણ અન્ત નથી, એ અભિપ્રાય અસંગત, અપ્રાસંગિક હોવા છતાં હું આ સમયે પૂર્વોક્ત અભિપ્રાય સંબંધી બે બોલ કહેવા ઇચ્છું છું. નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ કોઇનો તિરસ્કાર કરવો નહિં. સર્વ ઉપર પ્રેમ રાખવો. નીતિ શાસ્ત્રનું એ સત્ય પૂર્વોક્ત અભિપ્રાય

દ્વારા સાબિત થાય છે. વિદ્યુત્ અથવા અન્ય કોઈ પણ શક્તિ સંબંધી આધુનિક અભિપ્રાય એવો છે કે: તેજ શક્તિ, શક્તિના આધાર-યન્ત્ર ( dynamo ) માંથી બહાર નિકળી, આમતેમ વિચરણ કરી-પુનઃ તેજ યન્ત્રમાં પ્રવેશ કરે છે. ઉપરોક્ત કથન પણ એના જેવુંજ સમજવું. પ્રકૃતિની સર્વ શક્તિયો માટે પણ એવોજ નિયમ છે. સર્વ શક્તિયો, આમતેમ વિચરણ કરી જે સ્થાનમાંથી બહાર ગઈ હતી તેજ સ્થાનમાં પુનઃ પ્રવેશ કરે છે, માટેજ કોઇનો પણ તિરસ્કાર કરવો ઉચિત નથી. કારણ કે: એ શક્તિ, એ તિરસ્કાર, કે જે તમારા (હૃદય)માંથીજ નિકળ્યો હતો તે આમતેમ વિચરણ કરીને વખત આવતાંજ પુનઃ તમારા પ્રત્યે પાછો આવશે. જો તમે લોકો પ્રત્યે પ્રેમ રાખશો તો તે પ્રેમ-આમતેમ વિચરણ કરીને પુનઃ તમારી પાસેજ આવશે-અર્થાત્ તમે પ્રેમ કરશો તો પ્રેમજ મળશે. તમે લોકોને ચ્હાશો તો લોકો તમને ચ્હાશે. વળી એ તો અતિ સત્ય છે કે: મનુષ્યના અંતઃકરણમાંથી જે તિરસ્કારનાં બીજ બહાર નિકળે છે, તે આમતેમ વિચરણ કરી પુનઃ તેના ઉપરજ આવી પૂર્ણ બળ-વિક્રમપૂર્વક તેના ઉપરજ સત્તા જમાવશે. તેની ગતિ કોઇથી રોકી શકાશે નહિં. પ્રેમ સંબંધી પણ એમજ સમજવું. અનન્ત ઉન્નતિ સંબંધી જે મત સ્થાપન કરવો અસમ્ભવિત છે તે વળી બીજી રીતે અને પ્રત્યક્ષ ઉપર સ્થપાયલી અનેક યુક્તિ દ્વારા પ્રમાણિત થઇ શકશે. પ્રત્યક્ષ જોવામાં આવે છે કે: ભૌતિક સમુદાય વસ્તુની અંતીમ ગતિ એક વિનાશજ છે. તેથી અનન્ત ઉન્નતિનો અભિપ્રાય કોઇ પણ રીતે સત્ય કરી શકાય તેમ નથી. આપણે નાના પ્રકારના યત્ન કરીએ છીએ તેમાં આશા, ભય, અને સુખ જણાય છે, પરંતુ તે સર્વનું પરિણામ શું? મૃત્યુ એજ આપણુ સર્વની અં-

તીમ ગતિ છે. એના કરતાં સુનિશ્ચિત બીજું કાંઈ પણ હોઇ શકે નહિ. એમ હોવાથી સીધી લીટીની ગતિ કેટલી હોય છે તે અને પૂર્વોક્ત અનન્ત ઉન્નતિનું પરિણામ પણ સમજી શકાય છે. અર્થાત્ ગતિ જ્યાંથી ઉત્પન્ન થાય છે ત્યાંથી થોડે દૂર ગયા પછી પુનઃ તે જે સ્થાનમાંથી ઉત્પન્ન થઇ છે તેજ સ્થાનમાં આવી ઠરે છે. જેમ નક્ષત્ર સમૂહમાંથી ( nebulæ ) સૂર્ય, ચંદ્ર, તારા ઉત્પન્ન થાય છે અને પુનઃ તેમાંજ પ્રત્યાવર્તન કરે છે એ પ્રમાણેજ સર્વત્ર પ્રવર્તિ રહ્યું છે. સર્વ ઉદ્ભિદ્ મૃત્તિકામાંથી પોષણ-વસ્તુ પ્રાપ્ત કરે છે અને અન્તે સડી જઇ માટીમાંજ મળી જાય છે. જેટલી આકૃતિમાન્ વસ્તુઓ છે તે ચારે દિશામાં વ્યાપી રહેલા પરમાણુ પુંજમાંથી ઉત્પન્ન થઇ પુનઃ તેજ પરમાણુઓમાં મળી જાય છે.

એકજ નિયમ, ભિન્ન ભિન્ન સ્થાનમાં ભિન્ન ભિન્ન રૂપે કાર્ય કરે એમ બની શકે નહિં. નિયમ તો સર્વત્ર સમાનજ હોય. એના કરતાં બીજો કોઇ પણ નિશ્ચય થઇ શકે નહિં. જો એજ પ્રકૃતિનો નિયમ હોય તો તેજ નિયમ અન્તે જગતને લાગુ ન પડે તેનું કારણ શું? મન એની ઉત્પત્તિના સ્થાનમાં જઇનેજ લય પામશે. આપણે ઇચ્છા રાખીએ કે ન રાખીએ તોપણ આપણે તે એક આદિ સ્થાનમાં જ પાછું ફરવું પડશે અર્થાત્ જ્યાંથી આપણી આદિ ઉત્પત્તિ થઈ છે તેમાં જ આપણે અંતે લીન થવું પડશે. એ આદિ કારણને ઇશ્વર અથવા **અનન્ત** કહે છે. આપણે ઇશ્વરમાંથી ઉત્પન્ન થઇ આવ્યા છીએ અને પાછા ઇશ્વરમાં અવસ્ય જવું જ પડશે. એમાં જરા પણ શંકા નથી. એ ઇશ્વરને ગમે તે નામથી બોલાવો-તેને ગૉડ કહો, પૂર્ણ કહો, અને પ્રકૃતિ કહો અથવા બીજા કોઇ પણ નામથી તેને બોલાવશો પણ તે તે એક જ પદાર્થ છે." **यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि, जीवन्ति,**

**यं प्रयत्न्य भि संविशन्ति.**" જેમાંથી સર્વ (જગત્) ઉત્પન્ન થયું છે, જેમાં સર્વ પ્રાણી સ્થિતિ કરી રહ્યાં છે, અને જેમાં પુનઃ સર્વ પાછાં ફરશે. (જેમાં સમાઇ જશે.)" એના કરતાં બીજો કોઇ નિશ્ચય થઇ શકે નહિં. પ્રકૃતિ સર્વત્ર એક જ નિયમ પ્રમાણે કાર્ય કરે છે. અર્થાત્ પ્રકૃતિનો નિયમ એક સરખો છે. એક મનુષ્યદ્વારા જે કાર્ય થાય છે તેજ કાર્ય, બીજાં લાખો મનુષ્યોદ્વારા પણ તેજ નિયમ પ્રમાણે થશે. ઉદ્‌બિંદુમાં જે કાંઇ જોવામાં આવે છે તેવું જ કાર્ય આ પૃથિવીમાં, સર્વ મનુષ્યોમાં અને સર્વ નક્ષત્રોમાં પણ પ્રવૃતિ રહ્યું છે. મ્હોટો તરંગ એ કેટલાંક ન્હાનાં તરંગોની એક મહાન્ સમષ્ટિ જ છે. સર્વ જગત્‌નું જીવન એટલે સર્વ ક્ષુદ્ર ક્ષુદ્ર, લાખો જીવનની સમષ્ટિ જ સમજવી જોઇએ, અને તે સર્વ ક્ષુદ્ર ક્ષુદ્ર લાખો જીવનોનું મૃત્યુ એ જ જગત્‌નું મૃત્યુ સમજવું.

પ્રશ્ન એ થશે કેઃ " ભગવાનમાં પાછા ફરવું-મૃત્યુ પછી તેમાં મળી જવું-એ અતિ ઉચ્ચ અવસ્થા કે અતિ નિમ્ન અવસ્થા? યોગ-મતને અવલંબન કરનારા દાર્શનિક પણ્ડિતો દૃઢતાપૂર્વક ઉત્તર આપે છે કેઃ " હા, એ અતિ ઉચ્ચ અવસ્થા છે." તેઓ એમ પણ કહે છે કેઃ "મનુષ્યની વર્તમાન અવસ્થા છે તે અવનત અવસ્થા છે. જગત્‌ના સર્વ ધર્મમાં કહ્યુ છે કેઃ મનુષ્યે પૂર્વના કરતાં વર્તમાનમાં ઉન્નતિ પ્રાપ્ત કરી નથી. સર્વ ધર્મમાં એવું એક રૂપ તત્વ જોવામાં આવે છે કેઃ " મનુષ્ય આદિમાં શુદ્ધ અને પૂર્ણ હોય છે. ત્યારપછી તે ક્રમે ક્રમે નિમ્ન દિશામાં ગમન કરે છે, તે (મનુષ્ય) ક્રમશઃ એટલું બધું નિમ્ન ઉતરે છે કેઃ જેની નીચે પછી તે જઇ શકતો નથી, અર્થાત્ છેક નીચે ઉતરી પડે છે. ત્યારપછી એક સમય એવો નિશ્ચય આવશે કેઃ જે સમયે તે વૃત્તાકારે ફરતો ફરતો ઉર્ધ્વમાં (ઉપર)

જઇ પુનઃ તે પૂર્વ સ્થાનમાં ઉપસ્થિત થશે. મનુષ્યની વૃત્તાકારગતિ અવશ્ય થશે. તે ગમે તેટલો નિમ્ન દિશામાં ઉતરી જશે તો પણ અંતે તેને ઉર્ધ્વગતિ પ્રાપ્ત થશે અને અંતે તેનું આદિ-કારણ-જન્મ-સ્થાન જે ભગવાન તેમાં તે લય પામશે. મનુષ્ય શરૂવાતમાં ભગવાન-માંથી જ આવે છે-ઉત્પન્ન થાય છે. મધ્યમાં તે મનુષ્યરૂપે અવ-સ્થિતિ કરે છે અને અંતે પુનઃ તે ભગવાન તરફજ પાછો ફરે છે. અર્થાત્ ભગવાનમાં જ લય પામે છે. દ્વૈતવાદની ભાવનાથી એ તત્વને એ દૃષ્ટિએ જોઈ શકાય છે. અદ્વૈતભાવનાપૂર્વક એ તત્ત્વ સંબંધી ખુલાસો કરતાં કહેવું પડશે કેઃ મનુષ્ય એ ભગવાનનો અંશ છે. મનુષ્ય નિમ્ન અવસ્થામાંથી ઉર્ધ્વમાં જઇ પુનઃ ભગવાનમાં જ લય પામે છે. જો આપણી વર્તમાન અવસ્થા એજ અતિ ઉચ્ચ અવસ્થા હોત તો જગત્માં આટલાં બધાં દુઃખ કષ્ટ અને આટલા બધા ભયંકર વ્યાપાર-વ્યવહાર શા માટે જોવામાં આવત? વળી મનુષ્યનું મૃત્યુ શા માટે થાય છે? જો આ જીવન એજ અતિ ઉચ્ચ અવસ્થા હોત તો તેનો અંત શા માટે આવે છે? જે વિકૃત થાય અને જેનું પરિણામ આવે તે કદી પણ સર્વથી ઉચ્ચ અવસ્થા હોઇ શકે નહિં. આ જગત્ આટલું બધું પૈશાચિક ભાવવાળું, પ્રાણને અતૃપ્તિકર એવું શા માટે? એને માટે ઘણું તો એમજ કહી શકાય કેઃ એ અવસ્થાની મધ્યમાં થઇને જ આપણે એક અતિ ઉચ્ચ માર્ગે ગમન કરી રહ્યા છીએ. આપણે નવજીવન પ્રાપ્ત કરીશું એમ જાણીનેજ એ અવ-સ્થાના મધ્યમાં થઇને ગમન કરી રહ્યા છીએ. ભૂમિમાં બીજ રોપો. તેના અણુંઓ પૃથક થઇ તે તદ્દન નાશ પામશે. વળી પાછી તેની ધ્વંશ અવસ્થામાંથી જ એક મહાન્ વૃક્ષ ઉત્પન્ન થશે. એ પ્રમાણે મહાન્ વૃક્ષ થવા માટે પ્રત્યેક બીજને નાશ પામવું પડશે-અથાત્

ગળાઇ જવું પડશે. એ ઉપરથી સારી પેઠે ખાત્રી થાય છે કે, "આપણે જેટલા જલદી આ "માનવ" સંજ્ઞક અવસ્થાને ઓળંગી તેના કરતાં ઉચ્ચ-અવસ્થામાં ગમન કરીશું તેટલું આપણું કલ્યાણ થશે. અર્થાત્ આપણી વર્તમાન અવસ્થાને આપણે બદલવી પડશે અને આપણે આપણા-અહં-મમત્વનો તદ્દન નાશ કરવો પડશે. એટલે આપણે ભૂમિમાં નાંખેલું બીજ જેમ સડીને ભૂમિમાં જ પચી જાય છે-ગળી જાય છે, કે જેમ થવાથી તેનું પૂર્વ રૂપ-ગુણ રહેતો નથી તેમ આપણે પણ ઉચ્ચ ધ્યેય પ્રાપ્ત કરવા માટે એક વખત બીજની સ્થિતિ પ્રાપ્ત કરવી પડશે. તોજ આપણે મહાન્ વૃક્ષના જેવી મહાન્-અતિ ઉચ્ચ-સ્થિતિ પ્રાપ્ત કરીશું. ત્યારે શું આપણે આત્મહત્યા કરી આ અવસ્થા ઓળંગી જવી ? ના, કદી પણ નહિ. એમ કરવાથી તો ઉલટું આપણું અહિત થાય છે. શરીરને નાહક પીડા આપવી અથવા જગતને નાહક ગાળો ભાંડવી એ કાંઇ સંસાર-સાગરમાંથી તરી પાર ઉતરવાનો ઉપાય નથી. આપણે તો નિરાશારૂપી કાદવ-કીચડ ભરેલા જલમાંથી પસાર થવું પડશે, અને જેમ જલદી પસાર થઈશું તેટલુંજ આપણું કલ્યાણ સધાશે. ધૈર્ય ધારણ કરીને-પૂર્વ કર્મનો ક્ષય કરતાં કરતાં નવીન કર્મો ગાંઠે નહિં બાંધતાં-ધીમે ધીમે સંસાર-સાગર તરવો પડશે. ધૈર્યથીજ કલ્યાણ સધાશે, પરંતુ એટલું સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ કે આપણી વર્તમાન અવસ્થા એ સર્વોચ્ચ અવસ્થા નથી. એના કરતાં પણ એક સર્વોચ્ચ અવસ્થા છે અને આપણે મનુષ્ય માત્રે-ત્યાંજ પહોંચવાનું છે.

પરંતુ એટલું સમજવું કઠિન છે કે: જેને સર્વોચ્ચ, સર્વાતીત, દ્વન્દ્વાતીત બ્રહ્મ કહેવામાં આવે છે તેને અનેક મનુષ્યો ધારે છે

કે: તે પાષાણુ કિંવા અર્ધ જન્તુ–અર્ધ વૃક્ષવત્ જડ પદાર્થ છે. કિન્તુ વાસ્તવિક જોતાં તે (બ્રહ્મ) તેવો નથી. એ પ્રમાણે માની લેવાથી મહાન્ વિપતિમાં આવવું પડશે. જેઓ એવો વિચાર કરે છે તેઓ કલ્પના કરે છે કે: "જગત્‌માં જેટલી વસ્તુઓનું અસ્તિત્વ છે તેના બે વિભાગ થઇ શકે. એક વિભાગમાં પાષાણુ આદિની પેઠે જડ અને અન્ય વિભાગમાં વિચાર વિશિષ્ટ છે. પરંતુ તેમને પ્રશ્ન કરીએ કે: તેઓ સર્વ વસ્તુઓને એ પ્રમાણે બે વિભાગમાં વહેંચી દઈ સંતોષ માને છે તેમ કરવાનો તેમને અધિકાર શો છે? શું વિચાર કરતાં પણુ અનન્તગુણુ ઉચ્ચ અવસ્થા નથી? પ્રકાશનાં કમ્પનો (Vibrations) અતિ મૃદુ હોવાથી તે આપણી દૃષ્ટિગોચર થતા નથી. જ્યારે તે સહેજ ઉજ્જવળ થાય છે ત્યારેજ તે આપણી દૃષ્ટિએ પડે છે–ત્યારેજ આપણે તેને પ્રકાશરૂપે જોઇ શકીએ છીએ, પરંતુ વળી જ્યારે તે અતિશય ઉજ્જવળ થાય છે ત્યારે પણુ આપણે તેને જોઇ શકતા નથી. તે સમયે આપણી નજરે તે અંધકારવત્ જણુાય છે. છેલ્લા પ્રકારનો અંધકાર એ શું પ્રથમ પ્રકારના અન્ધકાર સાથે સંપૂર્ણ રૂપે મળતો આવે છે? શું એ બેમાં કંઇપણુ પાર્થક્ય નથી? કદી નહિ! એ બન્ને ઉત્તર, દક્ષિણુ દિશા જેમ દૂર છે, તેજ પ્રમાણે બન્નેમાં ભિન્નતા છે. પાષાણુની વિચાર શૂન્યતા અને ભગવાનની વિચાર શૂન્યતા એ બન્ને શું એક પદાર્થ છે? ના, કદીપણુ નહિં. ભગવાન વિચાર કરતા નથી. તેને શા માટે એમ કરવું જોઇએ? તેનાથી કઈ વસ્તુ અજ્ઞાત છે કે જેથી તે કોઇપણુ વસ્તુ સંબંધી વિચાર કરે? પાષાણુ વિચાર કરી શકતો નથી. ઈશ્વર વિચાર કરતાજ નથી. એજ એ ઉભયમાં ભિન્નતા છે. એકમાં શકિત નથી. બીજામાં શક્તિ છે છતાં તે તેમ

કરતા નથી. પૂર્વોક્ત દાર્શનિક પણ્ડિતો કહે છે કેઃ વિચાર ત્યજી દઇ ચાલ્યા જવું એ અતિ ભયાનક વ્યાપાર છે. તેઓ વિચારના વ્યાપાર સિવાય બીજું કાંઇપણ શોધી શકતા નથી,

યુક્તિનું રાજ્ય ઓળંગી જઇએ તો જણાશે કેઃ તેના કરતાં પણ અનેક અતિ ઉચ્ચ રાજ્ય વિદ્યમાન છે. વાસ્તવિક જોતાં, બુદ્ધિના અતીત પ્રદેશમાંથીજ આપણા ધર્મ જીવનનો પ્રથમ આરંભ થાય છે. જ્યારે એ વિચાર બુદ્ધિ, યુક્તિ-એ સર્વ ઓળંગી ચાલ્યા જશો તો તેજ ક્ષણે તમે **ભગવત્ પ્રાપ્તિના** માર્ગમાં પગ મૂકી શકશો. એ જીવનનો ખરો પ્રારંભ છે. જેને સાધારણ રીતે આપણે જીવન કહીએ છીએ તે માત્ર ખરા જીવનની ગર્ભાવસ્થાજ છે.

હવે પ્રશ્ન થશે કેઃ વિચાર અને કલ્પનાથી પણ અતીત અવસ્થા તેજ સર્વોચ્ચ અવસ્થા છે. એનું પ્રમાણ શું ? પ્રથમતઃ જગતના જેટલા શ્રેષ્ઠ મનુષ્યો છે કેઃ જેઓ કેવળ વાક્ય-વ્યયજ કરે છે તેના કરતાં શ્રેષ્ઠ મનુષ્યો-કે જેમણે પોતાની શક્તિના બળથી સર્વ જગતને પરિચિત કર્યું હતું અને જેના હૃદયમાં સ્વાર્થનો લેશ માત્ર અંશ ન હતો તેમણે કહ્યું છે કેઃ " આપણી આ અવસ્થા કેવળ જાણે તે અનન્તના માર્ગનું એક પગથીઉંજ છે. તે અનન્ત તો દૂર-બહુજ દૂર છે. દ્વિતીયતઃ તેઓ કેવળ એટલુંજ કહે છે એમ નથી. પરંતુ તેમણે જે જે ઉપાયો દ્વારા, જે જે સાધનોના બળ વડે તે અનન્ત પર્યંત ગમન કર્યું હતું તે સર્વ ઉપાયો, જનસમાજના કલ્યાણને માટે તેઓ અમર રાખી ગયા છે. કોઈ પણ મનુષ્યની ઇચ્છા થતાંજ તે (સાધક) સાધન (યોગ) માર્ગ ગ્રહણ કરી શકે છે અર્થાત્ તે મહાપુરૂષોના દર્શાવેલા (યોગ) માર્ગે ગમન કરી શકે છે. તૃતીયતઃ, પૂર્વે જે વ્યાખ્યા પ્રકટ કરવામાં આવી છે તે સિવાય જીવન-સમસ્યાની, બીજા કોઇ પણ પ્રકારે સ-

ન્તોષકારક વ્યાખ્યા દર્શાવી શકાય એમ નથી. જો એવું કબૂલ કરવામાં આવે કે: એના કરતાં બીજી કોઇ ઉચ્ચ અવસ્થા નથી તે પૂછવું પડશે કે આપણે ચિરકાલથી એ ચક્રની મધ્યમાં થઇને કેમ ગમન કરીએ છીએ ? આ દૃષ્યમાન સર્વે વ્યાપારાત્મક જગતની બીજી કઇ યુક્તિ વડે વ્યાખ્યા થઇ શકે ? જો એથી અધિક દૂર જવાની આપણામાં શક્તિ ના હોય, જો એના કરતાં કંઇક અધિક પ્રાર્થના કરવા જેવું હોય, તો તો પંચઇન્દ્રિયોને ગ્રાહ્ય એવું આ જગતજ આપણા જ્ઞાનની છેલ્લી હદ રૂપે રહી જશે. એનેજ અજ્ઞેયવાદ કહે છે. પરંતુ પ્રશ્ન થશે કે: " આપણે સર્વ ઇન્દ્રિયોની સાક્ષી પર વિશ્વાસ રાખીશું તેનું પ્રમાણ શું ? હું તો તેનેજ સાચો અજ્ઞેયવાદી કહી શકું કે જે માર્ગમાં શાંતિપૂર્વક ઉભો રહી મરણ પામી શકે. જો યુક્તિએજ આપણું સર્વસ્વ હોય તો તે પણ આપણને કેવળ ઇશ્વર–નાસ્તિકવાદની દિશામાં ટકવા દેશે નહિં. કેવળ અર્થ, યશ, નામની આકાંક્ષા, એ સિવાય અન્ય સર્વ વિષયોમાં નાસ્તિક થવામાં આવે તો તે કેવળ બદમાસીજ–ઠગાઇ–છે. કેન્ટે નિઃસંશયતાપૂર્વક સાબિત કર્યું છે કે: આપણે યુક્તિરૂપી દુર્લંઘ દિવાલ ઓળંગી તેનાથી અતીતના પ્રદેશમાં જઈ શકતા નથી. પરંતુ ભારતવર્ષમાં જેટલા શોધ થયા છે, તે સર્વમાં પ્રથમ એજ કહ્યું છે કે; યુક્તિની પેલે પાર ગમન કરવું. યોગી–મહાત્માઓ અતિ સાહસપૂર્વક એ રાજ્યના વિષયો શોધવા પ્રવૃત્ત થાય છે, અને અંન્તે એક એવી વસ્તુ પ્રાપ્ત કરે છે કે; જે યુક્તિથી ઉર્ધ્વમાં છે અને જે સ્થળે આપણી વર્તમાન દૃષ્યમાન થતી અવસ્થાનું કારણ પ્રાપ્ત થાય છે. જે દ્વારા આપણે જગતની બાહ્ય દિશામાં જઈ શકીએ તે વિષયનું ( યોગ ) શિક્ષણ પ્રાપ્ત કરવાનું એજ ફળ છે. અમારા " તમે પિતા છો. તમે અમને અજ્ઞાનની પેલે પાર લઇ જશો. "

त्वं हिः नः पिता, योऽस्माकमविद्यायाः परंपारं तारयसि"
(પ્રશ્નોપનિષત્) એજ અમારૂં ધર્મ વિજ્ઞાન છે. એ સિવાય બીજું
કાંઇ પણ સત્ય-ધર્મ વિજ્ઞાનનું નામ પ્રાપ્ત કરવા યોગ્ય નથી.

ઓ પવિત્ર આત્મા! એજ ધર્મ-વિજ્ઞાન પ્રાપ્ત કર. આત્માને ઓળખ. રાજયોગનું અસરણ કર. આળસ મરડી રાજયોગનું અનુસરણ કર. એજ ત્હને આત્મજ્ઞાન આપી, આત્મદર્શન કરાવશે. કાંઇ પણ મુશ્કેલ નથી. માત્ર મનને દૃઢ કરી તેમાં પ્રવેશ કર. આંખો મીચી તેમાં પ્રવેશ કર. તોજ ત્હારૂં કલ્યાણ છે. તોજ ત્હારૂં જીવ્યું સાર્થક્ય છે. સ્ત્રી, પુત્ર, ધન આદિના મોહમાં તણાતાં સંસાર-સાગરને તળીયે જઇ બેસશે પણ તેની પ્રાપ્તિનો મોહ દૂર કરી ભગવાનની પ્રાપ્તિ પ્રત્યે મોહ લગાડ. ઢોંગ ન કર. ઢીલ ન કર. સમય તો ચાલ્યો. તે પકડી રખાશે નહિં. જે વખત વ્યતીત થાય છે તેમાં સાધન કરી લે. સ્વસ્વરૂપને ઓળખી લે. તોજ ત્હારૂં કલ્યાણ.

**हरि ॐ तत्सत्** **विवेकानंद.**

**ઉદ્દેશ્યઃ—**

આત્મા માત્ર અવ્યક્ત બ્રહ્મ છે.

બાહ્ય અને અંતઃ પ્રકૃતિને વશીભૂત કરી આત્માના એ બ્રહ્મ ભાવને વ્યક્ત કરવો (જાણવો) એજ જીવનનું ઉચ્ચ લક્ષ્ય છે.

કર્મ, ઉપાસના, મનઃ સંયમ અથવા જ્ઞાન, એમાંથી એક અથવા અધિક અથવા સર્વ ઉપાયોદ્વારા તમારો બ્રહ્મભાવ વ્યક્ત કરો અને મુક્ત થાઓ.

એજ ધર્મનું પૂર્ણ અંગ છેઃ (ધર્મ) મત, અનુષ્ઠાન-પદ્ધતિ, શાસ્ત્ર, મન્દિર અથવા અન્ય બાહ્ય-ક્રિયા-કર્મ એ એના માત્ર ગૌણ અંગ-પ્રત્યંગ છે. વિવેકાનંદ.

ॐ श्री गुरवे नमः ॥

# राजयोग ।

## ( भाग २ )

## पातंजल-योगसूत्र ।

---

### प्रथम अध्याय ।

---

### સમાધિપાદ.

**अथ योगानुशासनम् ॥ १ ॥**

**सूत्रार्थ:**—હવે યોગશાસ્ત્રની વ્યાખ્યા કરવામાં આવે છે.

**योगश्चित्तवृत्ति निरोधः ॥ २ ॥**

**सूत्रार्थ:**—ચિત્તને વિભિન્ન પ્રકારની વૃત્તિવાળું અર્થાત્ આકાર અને પરિણામવાળું ન થવા દેવું એનુંજ નામ યોગ.

વ્યાખ્યાઃ આ સ્થળે અનેક સમજવા જેવું છે. આ સ્થળે અમારે ઘણી બાબતો સમજાવવી પડશે. પ્રથમ તો ચિત્ત એટલે શું અને વૃત્તિયો એટલે શું એ વાંચકોએ સમજવું જોઇએ. આપણા શરીરમાં ચક્ષુ છે પરંતુ વાસ્તવિક રીતે તે જોતાં નથી. મસ્તકમાં રહેલી દર્શનેન્દ્રિય અથવા દર્શન શક્તિનો નાશ કરવામાં આવે તો પણ તમારાં ચક્ષુ રહી શકશે, ચક્ષુની પુતળીયો રહી શકશે અને

ચક્ષુના ઉપર છબી પડી જોઇ શકાય છે તે પણ રહી શકશે તથાપિ તમે જોઇ શકશો નહિ. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કેઃ ચક્ષુ એ કેવળ દર્શન કરવાનું માત્ર ગૌણ યન્ત્રજ છે. તે સાચી દર્શનેન્દ્રિય નથી. દર્શનેન્દ્રિય તો મસ્તકમાં સ્નાયુ-કેન્દ્રમાં છે. અર્થાત્ માત્ર એ ચક્ષુથી કોઇ પણ કામકાજ થઈ શકે એમ નથી. કેટલાક વખત મનુષ્યોને મોં ઉઘાડાં રાખીને નિદ્રા લે છે. દીપકનો પ્રકાશ હોય છે, આસપાસ અનેક વસ્તુઓ પડેલી હોય છે, છતાં ચક્ષુ જોઇ શકતાં નથી. કારણ તે સમયે એક ત્રીજી વસ્તુની આવસ્યક્તા હોય છે. તે સમયે મન ઇન્દ્રિયમાં જોડાયલું હોવું જોઇએ. ચક્ષુઓ એ કેવળ એક બાહ્ય યન્ત્ર છે. મસ્તિકનાં સ્નાયુ કેન્દ્ર અને મન એ બન્નેની આવસ્યક્તા છે. કેટલાક વખત એવું બને છે કે રસ્તામાંથી ગાડી પસાર થઈ જાય છે, પરંતુ તમે તેનો ધર્ ધર્ શબ્દ સાંભળી શક્તા નથી, એનું કારણ શું? કારણ એ છે કેઃ તમારૂં મન શ્રવણેન્દ્રિયમાં જોડાયલું નથી હોતું. અર્થાત્ પ્રથમ બાહ્યયન્ત્ર (ચક્ષુ), ત્યારપછી ઇન્દ્રિય; એ બન્નેમાં મન જોડાયલું હોવું જોઇએ. મન એ અનુભવ-યુક્ત સંસ્કાર અંતઃકરણમાં લઇ જઇ નિશ્ચયાત્મિકા બુદ્ધિને અર્પણ કરે છે. બુદ્ધિમાં જઈ ત્યાં આઘાત થવાથી બુદ્ધિમાંથી પણ એક પ્રતિ-ક્રિયા થાય છે. એ પ્રતિક્રિયાની સાથે "અહં" ભાવના જાગી ઉઠે છે. એ ક્રિયા-પ્રતિક્રિયાની સમષ્ટિ, પુરૂષ-જેને યથાર્થ રૂપે આત્મા કહી શકાય છે તેને અર્પણ થાય છે. તે મિશ્રણ-સમષ્ટિને એક વસ્તુ રૂપે ગ્રહણ કરે છે. ઇન્દ્રિય, મન, નિશ્ચયાત્મિકા બુદ્ધિ અને અહંકાર, એ સર્વના મિલનથી જે કાંઇ બને છે તેને અંતઃકરણ કહે છે. ચિત્ત-સંજ્ઞક મનની અંદર તેઓ જૂદી જૂદી પ્રક્રિયા સ્વરૂપ છે. ચિત્તની મધ્યમાં થતા એ સર્વ વિચાર-પ્રવાહને વૃત્તિ (વમળ-પાણીમાં

ગોળ ભમરા પડે છે તેવી સ્થિતિ)* કહે છે. પ્રશ્ન થાય છે કેઃ વિચાર એ શી વસ્તુ છે? વિચાર એ માધ્યાકર્ષણ અથવા વિકર્ષણ-શક્તિની પેઠે એક પ્રકારની માત્ર શક્તિ જ છે. એ શક્તિ, પ્રાકૃતિક-શક્તિના અક્ષય ભાણ્ડારમાંથી ગ્રહણ કરવામાં આવે છે. ચિત્ત નામક યન્ત્ર એ શક્તિને ગ્રહણ કરે છે અને જ્યારે તે ભૌતિક પ્રકૃતિને બીજે છેડે સ્થિત થાય છે ત્યારે તેને વિચાર કહે છે. એ શક્તિ આપણને ખાદ્ય પદાર્થોમાંથી પ્રાપ્ત થાય છે. ખાદ્યની શક્તિમાંથીજ શરીરની ગતિ ઈત્યાદિ શક્તિ ઉત્પન્ન થાય છે. વળી વિચાર રૂપી સર્વ અતિ સૂક્ષ્મ શક્તિયો તેમાંથી જ ઉત્પન્ન થાય છે. તેથી કહીશું કેઃ જો કે મન એ ચૈતન્યમય હોવાનું જણાય છે ખરૂં પરંતુ તે ચૈતન્યમય નથી છતાં એમ જણાવાનું કારણ શું? કારણ એ છે કેઃ ચૈતન્યમય આત્મા તેની પાછળ જ વિદ્યમાન છે. તમેજ એક માત્ર ચૈતન્યમય પુરૂષ છો. મન એ કેવળ એક યન્ત્રજ છે કે જેના દ્વારા તમે બાહ્ય જગતનો અનુભવ કરો છો. આ પુસ્તકનુંજ દૃષ્ટાન્ત લ્યો. બાહ્યરૂપે જોતાં એનું પુસ્તકરૂપી અસ્તિત્વ જ નથી. બાહ્યરૂપે વાસ્તવિક જે કાંઇ છે તે. અજ્ઞાત અને અજ્ઞેય છે. એ પુસ્તક કેવળ ઉત્તેજક કારણ-માત્ર છે. તેનું વાંચન મનમાં જઇને એક આઘાત કરે છે અને મનમાંથી એક પ્રત્યાઘાત-પ્રતિક્રિયા થાય છે. જો જળમાં એક પત્થર નાંખવામાં આવે તો તેમ કરવાથી જળ પ્રવાહ આકારમાં વિભક્ત થઇ એજ પત્થરને પ્રતિઘાત કરશે. આપણે જેને જગત્ કહીએ છીએ તે કેવળ મનમાં જે પ્રતિક્રિયા થાય છે તેનુંજ એક પ્રકારનું કારણ-સ્વરૂપ છે. પુસ્તકાકાર, ગજાકાર અથવા મનુષ્યાકાર એમાંનો કોઇ પદાર્થ બાહ્ય નથી. બાહ્ય ઉત્તેજક કારણને લીધે મનમાં જે એક પ્રતિક્રિયા થાય છે તેનેજ કેવળ આપણે જાણી શકીએ છીએ.

---

* જેમ પાણીમાં કુંડાળાં વળે છે તેમ-જેને ભમરા કહે છે તે.

જહોન સ્ટુઅર્ટ મિલે કહ્યું છે કે: "અનુભવની નિત્ય સમ્ભવતા એનું નામ ભૂત. બાહ્ય તો કેવળ એ પ્રતિક્રિયા ઉત્પન્ન કરી દેવા માટે ઉત્તેજક કારણ માત્ર વિદ્યમાન છે. ઉદાહરણ રૂપે એક કાલુ-માછલી લઇએ. તમે જાણો છો કે મુક્તા કેવી રીતે ઉત્પન્ન થાય છે? એક ઝીણો રેતીનો અણુ* અથવા એકજ બીજું કાંઇ એ માછલીમાં પ્રવેશ કરી તેને ઉત્તેજિત કરે (ઉસ્કેરે) છે. તે સમયે પેલી માછલી રેતીના અણુની ચારે દિશામાં એક પ્રકારના એનેમલના જેવું આવરણ કરે છે. તેમાંથી મુક્તા ઉત્પન્ન થાય છે. આ સમુદય બ્રહ્માણ્ડ એ જાણે આપણે માટે એનેમલ જેવુંજ છે. સાચું જગત્ તેજ રેતીના અણુઓ-રજકણો છે. સાધારણ મનુષ્યો આ કથન કદી પણ સમજી શકશે નહિ. કારણ કે, જ્યારે તેઓ એ તત્વ સમજવાનો યત્ન કરશે તે સમયે તેઓ બાહ્ય એનેમલ ત્યજી દેશે અને પોતાનાજ એનેમલનેજ જોઈ રહેશે. હવે આપણે સમજી શકયા છીએ કે: વૃત્તિઓનો સાચો અર્થ શો છે? મનુષ્યનું જે સત્ય સ્વરૂપ છે તે મનથી પણ અતીત છે. મન એ તેના હાથમાં એક યન્ત્ર જેવું છે. તેનું જ ચૈતન્ય એની મધ્યમાં થઇને આવે છે. જે સમયે તમે તેની પાછળ દ્રષ્ટા રૂપે ઉભા રહેશો તે સમયે તે ચૈતન્યમય થઇ રહેશે. મનુષ્ય જ્યારે એ મનનો તદ્દન ત્યાગ કરે છે, ત્યારે તેનો તદ્દન નાશ થઇ જાય છે. તેનું મુખ્યતઃ અસ્તિત્વ રહેતું નથી. એ ઉપરથી ચિત્તનો અર્થ સમજવામાં આવ્યો હશે. એ મનસ્તત્વ-સ્વરૂપ છે. વૃત્તિયો તેના તરંગ-સ્વરૂપ છે. જ્યારે કેટલાંક બાહ્ય કારણો તેના

---

* વૈજ્ઞાનિક પંડિતોના અભિપ્રાય પ્રમાણે રેતીના રજકણમાંથી મુક્તા (મોતી) ની ઉત્પત્તિ થાય છે. પરંતુ એ લોકપ્રચલિત શ્રદ્ધા માટે કોઈ વિશ્વાસ પાત્ર સાબિતી નથી. અમારી ધારણા પ્રમાણે તો કોઈ એક ક્ષુદ્ર કીટાણુ (Parasite) માંથીજ મુક્તા ઉત્પન્ન થાય છે.

ઉપર કાર્ય કરે છે ત્યારે તેઓ એવા પ્રવાહનું રૂપ ધારણ કરે છે. જગત્ રૂપે આપણી જે ધારણા છે તેનું સમુદય કારણ એ વૃત્તિયોનેજ સમજવી જોઇએ.

આપણે તળાવનું તળીયું જોઇ શકતા નથી કારણ કે તેનો ઉપલો ભાગ ક્ષુદ્ર ક્ષુદ્ર તરંગો વડે ઢંકાયલો છે. જ્યારે સર્વ તરંગો શાન્ત પડી જળ સ્થિર થાય છે. ત્યારેજ આપણે તેના તળીયાનાં થોડી ક્ષણ દર્શન કરી શકીએ છીએ. જો જળ ધોળાયલું હોય તો તેનું તળીયું આપણે કદી પણ જોઈ શકીશું નહિં. જો જળ ક્રમે ચંચળ થઈ રહેલું હોય તો પણ તેનું તળીયું આપણે જોઇ શકતા નથી. પરંતુ જો જળ નિર્મળ હોય, અને જરા પણ તરંગ ન હોય તોજ આપણે તેના તળીયાનાં દર્શન કરી શકીએ છીએ. તળાવ કે નદીનું તળીયું એજ આપણું સાચું સ્વરૂપ સમજવું. તળાવ કે નદી એ આપણું ચિત્ત; અને તેનાં તરંગો તે આપણી વૃત્તિઓ સમજવી. વળી મન એ ત્રિવિધ–ભાવમાં અવસ્થિતિ કરતું જોવામાં આવે છે. પ્રથમ અન્ધકારમય અર્થાત્ તમઃ, જેમ કેઃ પશુ અને અતિ મૂર્ખ મનુષ્યોનાં મન કેવળ બીજાનું અનિષ્ટ કરવું–એજ જેની ભાવના છે. એવા પ્રકારના મનમાં બીજા કોઇ પ્રકારની ભાવના ઉદય પામતી નથી. દ્વિતીય, મનની ક્રિયાશીલ અવસ્થા રજઃ, એ અવસ્થામાં કેવળ પ્રભુત્વ અને ભોગ–વિલાસની ઇચ્છા થાય છે. હું પુષ્કળ સત્તા પ્રાપ્ત કરૂં અને બીજાઓ ઉપર માલિકપણું ભોગવું એજ ભાવ તેના મનમાં હોય છે, તૃતીય, જ્યારે સર્વ પ્રવાહ શાન્ત થઈ જાય છે, તળાવ કે નદીનાં જળ નિર્મળ થઇ જાય છે, તેને સત્વ અથવા શાન્ત અવસ્થા કહેવામાં આવે છે. એ કાંઈ જડ–અવસ્થા નથી પણ અતિ ક્રિયાશીલ અવસ્થા છે. શાન્ત થવું એ શક્તિનો સર્વથી ઉચ્ચ પ્રકારે

વિકાશ થવો એજ છે. સત્વગુણી મનુષ્યને અધ્યાત્મ જગત્માં સર્વોત્તમ–સર્વ શ્રેષ્ઠ સર્વોચ્ચ મનુષ્ય કહેવામાં આવે છે. ક્રિયાશીલ થવું એ તો સહજ છે. લગામ છોડી દેશો તો ઘોડાઓ એની મેળે તમને ખેંચીને લઇ જશે. એ તો ગમે તે માણસો કરી શકે પરન્તુ જે મનુષ્ય, એવા અતિ વેગપૂર્વક દોડતા ઘોડાઓને થોભાવી શકે, જેઓ તેને પોતાને વશ રાખી શકે–તેજ મહાન્ શક્તિ સમ્પન્ન પુરૂષ–કહેવાય. છોડી દેવા અને વેગ ધારણ કરી રાખવો, એમાંથી કયા કાર્યમાં અધિક શક્તિનું પ્રયોજન છે? શાન્ત મનુષ્ય અને આળસુ મનુષ્ય, એ બન્ને એક સરખાં નથી. સત્વગુણને આળસ સમજશો નહિ! જે મનુષ્યે અનેક મન–વિચાર–તરંગોને પોતાના વશમાં લઇ લીધા છે તેજ શાન્ત પુરૂષ કહી શકાય. ક્રિયાશીલતા એ તો નીચલી પાયરીની શક્તિનો પ્રકાશ છે અને શાન્ત ભાવના–શાન્તિનો ગુણ–સત્વગુણ–એ ઉચ્ચ પ્રકારની શક્તિનો વિકાશ છે.

ચિત્ત એ સદા સર્વદા પોતાની સ્વાભાવિક પવિત્ર અવસ્થા પુનઃ પ્રાપ્ત કરવાનો યત્ન કરે છે, કિન્તુ ઇન્દ્રિયો તેને બાહ્ય–આકર્ષણ કરી રાખે છે. તેનું દમન કરી રાખવું, તેની બાહ્ય ભ્રમણ કરવાની પ્રવૃત્તિનું નિવારણ કરવું અને તેને પાછી આકર્ષી લઇ ચૈતન્યઘન પુરૂષની સમીપ જવાને માર્ગે વાળવી એજ યોગનું પ્રથમ પગથીયું છે. કારણ કે, કેવળ એ ઉપાય વડેજ ચિત્ત, એને સત્ય માર્ગે જઇ શકે છે.

જો કે અતિ ઉચ્ચથી તે અતિ નીચ પ્રાણી પર્યંત સર્વમાં "ચિત્ત" વિદ્યમાન હોય છે, તથાપિ કેવળ મનુષ્ય દેહમાંજ બુદ્ધિનો વિકાશ પ્રથમ જોવામાં આવે છે. મન જ્યાં સુધી બુદ્ધિનો આકાર ધારણ ના કરે ત્યાં સુધી તેજે માર્ગે આવ્યું છે તે માર્ગે થઇનેજ તેને

પુનઃ ગમન કરાવી આત્માને મુક્ત કરવો એ મહા મુશ્કિલ છે. ગાય અથવા કૂતરાની સાક્ષાત્ મુક્તિ થવી અસમ્ભવિત છે, કારણ કે તેમનામાં મનનું અસ્તિત્વ છે ખરૂં પરંતુ એમનું મન હજી બુદ્ધિનો આકાર ધારણ કરી શક્યું નથી.

એ ચિત્ત, અવસ્થા ભેદને લીધે અનેક રૂપ ધારણ કરે છે. જેમકેઃ ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત અને એકાગ્ર.* મન આ પ્રમાણે ચાર પ્રકારની અવસ્થામાં ચાર પ્રકારનાં રૂપ ધારણ કરે છે. પ્રથમ, ક્ષિપ્ત-જે અવસ્થામાં મન ચારે દિશામાં વિખરાઇ જાય–જે અવસ્થામાં કર્મવાસના પ્રબળ હોય. એવા પ્રકારના મનનો યત્ન, કેવળ સુખદુઃખ રૂપી બે પ્રકારના ભાવે પ્રકટ થવું એજ હોય છે.

ત્યાર પછી મૂઢ અવસ્થા. એ તમોગુણાત્મક છે. એનો યત્ન કેવળ બીજાનું અનિષ્ટ કરવું એજ હોય છે. વિક્ષિપ્તા અવસ્થામાં એટલે જે સમયે મન પોતાના કેન્દ્રસ્થાનની દિશામાં ગમન કરવાનો યત્ન કરે છે તે આ સ્થળે ટીકાકાર કહે છે કે, વિક્ષિપ્ત અવસ્થા દેવતાઓની અને મૂઢ અવસ્થા અસુરોની હોય છે. સ્વાભાવિક રીતેજ એકાગ્ર ચિત્ત થવું એજ આપણને સમાધી અવસ્થામાં લઇ જાય છે.

**तदा द्रष्टुः स्वरुपेऽवस्थानम् ॥ ३ ॥**

સૂત્રાર્થઃ—તે સમયે ( અર્થાત્ એવી નિરોધ અવસ્થામાં ) દૃષ્ટા ( પુરૂષ ) પોતાના ( અપરિવર્તનીય ) સ્વરૂપમાં અવસ્થિત હોય છે.

વ્યાખ્યાઃ—જ્યારે સર્વ પ્રવાહ શાન્ત થઇ જાય છે અને એ તળાવ કે નદી શાન્ત ભાવવાળી થઇ જાય છે ત્યારે આપણે તેનો તલ પ્રદેશ ( તળીયું ) જોઇ શકીએ છીએ. મન સંબંધી પણ એ

* આ સ્થળે નિરૂદ્ધઅવસ્થા સંબંધી કથવામાં આવ્યું નથી; કારણ કે, નિરૂદ્ધાવસ્થાને ખરી રીતે જોતાં ચિત્તવૃત્તિ કહી શકાય નહિ.

પ્રમાણે જ સમજવું. જ્યારે તે ( મન ) શાન્ત થઈ જાય છે ત્યારે જ આપણે આપણા ખરા સ્વરૂપને જાણી-સમજી-જોઈ શકીએ છીએ-આપણે એની સાથે આપણને લિપ્ત કરી શકતા નથી, પરંતુ આપણે આપણા જ સ્વરૂપમાં અવસ્થિત થઇ રહીએ છીએ.

**वृत्ति-सारूप्यमितत्र ॥ ४ ॥**

**સૂત્રાર્થઃ**—અન્ય સમયે (અર્થાત્ એ નિરોધની અવસ્થા સિવાય-ને સમયે) દ્રષ્ટા, વૃત્તિની સાથે એકીભૂત થઈ રહે છે.

વ્યાખ્યાઃ—જેમ કે કોઇએ આપણી નિન્દા કરી તેથી આપણને અતિશય દુઃખ થયું. એ એક પ્રકારનું પરિણામ-એક પ્રકારની વૃત્તિ. આપણે તેની સાથે આપણને મિશ્ર કરી દઈએ છીએ, તેનું ફળ દુઃખ.

**वृत्तयः पंचतय्यः क्लिष्टा अक्लिष्टाः ॥ ५ ॥**

**સૂત્રાર્થઃ**—વૃત્તિના પાંચ પ્રકાર છે. ક્લેશયુક્ત અને ક્લેશ-શૂન્ય.

**प्रमाण विपर्याय, विकल्प, निद्रा स्मृतयः ॥ ६ ॥**

**સૂત્રાર્થઃ**—પ્રમાણ, વિપર્યાય, વિકલ્પ, નિદ્રા, અને સ્મૃતિ, અર્થાત્ સત્યજ્ઞાન, ભ્રમજ્ઞાન, શબ્દભ્રમ, નિદ્રા અને સ્મૃતિ. એ પાંચ પ્રકારની વૃત્તિ.

**प्रत्यक्षानुमानागमः प्रमाणानि ॥ ७ ॥**

**સૂત્રાર્થઃ**—પ્રત્યક્ષ અર્થાત્ સાક્ષાત્ અનુભવ, અનુમાન અને આગમ અર્થાત્ વિશ્વાસુ મનુષ્યોનાં વાક્ય એ સર્વ પ્રમાણ.

વ્યાખ્યાઃ—આપણા અનુભવમાં બે સિદ્ધાંતોમાંથી પરસ્પર એક બીજાના વિરોધી ન થાય એને જ પ્રમાણ કહે છે. મ્હેં કોઇ વિષય સાંભળ્યો, પણ તે જો કોઇ પૂર્વ અનુભવના વિષયનો વિરોધી હોય તો મ્હને તેના વિરૂદ્ધમાં તર્ક ઉત્પન્ન થાય-મ્હને તેના ઉપર વિશ્વાસ

ઉત્પન્ન થાય નહિ. પ્રમાણના પણ ત્રણ પ્રકાર છે. સાક્ષાત્ (જાતિ) અનુભવ અથવા પ્રત્યક્ષ, એ એક પ્રકારનું પ્રમાણ કહેવાય. ચક્ષુ અથવા કર્ણને શંકા ન રહે અને જે કાંઇ જોવામાં આવે અથવા જેનો અનુભવ કરીએ તેને પ્રત્યક્ષ (પ્રમાણ) કહે છે. હું આ જગત જોઉં છું, એનું અસ્તિત્વ છે, તેનું એજ યથેષ્ટ પ્રમાણ છે. દ્વિતીય; અનુમાન. તમને કોઇ સૂક્ષ્મજ્ઞાન થયું. તેના દ્વારા તમને જે વિષયની સૂચના થાય છે—તેને જણાવી આપે છે. તૃતીયઃ આપ્ત વાક્ય—યોગી અર્થાત્ જેઓએ સત્ય દર્શન કર્યું છે, તેમનો પ્રત્યક્ષ અનુભવ. આપણે સર્વ જ્ઞાનની દિશામાં ધીમે ધીમે આગળ વધતા જઇએ છીએ. પરંતુ તમારે અને મ્હારે, એ દિશામાં જવા માટે વિશેષ યત્ન કરવો પડશે. અનેક કઠોર વિચારના મધ્યમાં થઇને પસાર થવું પડશે. પરંતુ યોગી કે જેનું મન પવિત્ર થઈ ગયું છે તેઓજ એ સર્વ વિચાર આદિથી અતીતના પ્રદેશમાં વિચર્યા છે. તેમના મનઃ ચક્ષુ સમીપ, ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ જાણે એક પુસ્તક વાંચતા હોઇએ તેમ જણાય છે. એ કઠોર પ્રણાલીની મધ્યમાં થઇને જવાનું તેમને માટે વિશેષ આવશ્યક નથી. તેમનું વાક્ય એજ પ્રમાણ ગણાય છે. કારણ કે તેઓ પોતાના હૃદયમાં જ ચૈતન્યનું દર્શન કરે છે. તેઓ જ સર્વજ્ઞ પુરૂષ છે. તેઓજ શાસ્ત્રના કર્ત્તા છે, માટે જ શાસ્ત્ર વચનને પ્રમાણ ગણી માન્ય કરવાં જોઇએ. જો વર્તમાન સમયે એવા મનુષ્યો કોઇ હોય તો તેમનું વાક્ય પ્રમાણ જ મનાશે. અન્ય દાર્શનિક પણ્ડિતોએ એ આપ્ત પ્રમાણ સંબંધી અનેક વિચાર કર્યા છે. તેમણે પ્રશ્ન ઉપસ્થિત કર્યો હતો કેઃ " આપ્ત—વાક્યને સત્ય શામાટે ગણવું ? " તેમણે ઉત્તર દીધો હતો કેઃ આપ્ત—વાક્યનું પ્રમાણ એટલુંજ કે તે તેમણે પ્રત્યક્ષ કર્યા છે. જેમ કે પૂર્વ જ્ઞાનના વિરોધી ન હોય તો તમે જે

જાૂવો તે પ્રમાણ રૂપે જ મનાય-ગ્રાહ્ય થાય. હું જે જોઉં તે મ્હારે માટે પ્રમાણ જ ગણાય, તેજ પ્રમાણે તેમનાં પ્રમાણ પણ એ પ્રમાણે જ સમજવાં. ઇન્દ્રિયથી અતીત એવું જ્ઞાન પ્રાપ્ત કરવું સંભવિત છે. જ્યારે એ જ્ઞાન, યુક્તિ અને મનુષ્યના પૂર્વ-અનુભવોનું ખણ્ડન ન કરે, ત્યારે તે જ્ઞાનને જ પ્રમાણ માની ગ્રહણ કરવું જોઇએ. એક ગાંડો મનુષ્ય આવીને કહે કેઃ "હું ચારે દિશામાં દેવતાઓનાં દર્શન કરૂં છું, પરંતુ એને "પ્રમાણ" કહી શકાય નહિં. પ્રથમ તો તે સત્યજ્ઞાન હોવું જોઇએ. દ્વિતીય, તે જ્ઞાન આપણા પૂર્વ જ્ઞાનનું વિરોધી ન હોવું જોઇએ. તૃતીય, તે મનુષ્યનાં ચરિત્ર ઉપર તેના કથનનો આધાર છે. અનેક મનુષ્યો કહે છે કેઃ એવાં મનુષ્યોનું ચરિત્ર કેવું છે તે જોવાની આવશ્યકતા નથી. તે જે કાંઇ કહે છે તેજ વિશેષરૂપે આવશ્ક છે. તે જે કાંઇ કહે છે તેજ પ્રથમ સાંભળવું આવશ્યક છે. અન્ય વિષયોમાં એ સત્ય હોઈ શકે. એક મનુષ્ય ઘણો દુષ્ટ પ્રકૃતિનો હોવા છતાં તે જ્યોતિષ સંબંધી શોધખોળ કરી શકે, પરંતુ ધર્મના સંબંધમાં એમ માની શકાય નહિં. કારણ કે, કોઈ પણ અપવિત્ર-સ્વાર્થી પ્રપંચી-લોભી-દુષ્ટ પ્રકૃતિનો મનુષ્ય ધર્મનું પ્રમાણભૂત સત્ય પ્રાપ્ત કરી શકે જ નહિ, પછી તેનું કથન તો સાચું માની શકાય જ કેમ? માટે જ આપણે પ્રથમ જોવું જોઇએ કેઃ જે મનુષ્ય પોતાને "આપ્ત" કહેવડાવે છે તે મનુષ્ય સમ્પૂર્ણ રૂપે નિઃસ્વાર્થી-નિર્લોભી-નિષ્પ્રપંચી અને પવિત્ર છે કે નહિં? બીજું આપણે એ જોવું ઉચિત છે કેઃ તે મનુષ્ય જે કાંઇ કહે છે તે મનુષ્ય જાતિના પૂર્વ જ્ઞાનથી અને સમજણથી વિરોધી છે કે નહિં? કોઇપણ નૂતન સત્યનો શોધ થતાં જ તે પૂર્વના કોઇ પણ સત્યનું ખણ્ડન કરતું નથી. ઉલટું તે પૂર્વના સત્ય સાથે બરાબર મળતું આવે છે. ચોથું, એ સત્ય અન્ય

મનુષ્યોથી પ્રત્યક્ષ થવાનો સંભવ હોય છે. જો કોઇ મનુષ્ય કહે કે: મ્હેં અમુક અલૌકિક દૃષ્યનું દર્શન કર્યું છે, પણ પછી તે કહે કે: "તમને તે જોવાનો અધિકાર નથી." તો હું તેના કથન ઉપર હું વિશ્વાસ રાખું નહિ. પ્રત્યેક મનુષ્યમાં તેવાં દૃશ્યોનો અનુભવ કરવાની શક્તિ અદશ્ય છે. પરંતુ એટલું તો સત્ય છે કે: તે અલૌકિક દૃષ્ય જોવા માટે પ્રથમના દર્શકની પેઠે જ તેનું હૃદય પવિત્ર અને ઉન્નત થવું જોઇએ. એક યોગીએ જોયલું દૃષ્ય ગમે તે મનુષ્ય તુરત જોઇ શકે નહિં પણ તેને તે યોગીના જેવી પવિત્ર અને ઉન્નત સ્થિતિમાં આવવું જોઇએ, તોજ તેને તે વસ્તુ પ્રાપ્ત થાય છે, પરંતુ તે દૃષ્ય બીલકૂલ કોઇને જણાય જ નહિં એ વાત સત્ય નથી. હા, તેને માટે અલૌકિક દૃષ્ય જોનારે યોગીના જેવી જ સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ. સાધના કર્યા સિવાય ગમે તે માણસને ગમે તેવાં અલૌકિક દૃષ્ટ જણાય નહિ. વળી જે મનુષ્ય, જે યોગી, જે જ્ઞાની મનુષ્ય પોતાનું જ્ઞાન, ધનને બદલે વેચે છે, તે કદી પણ આપ્તજન કહી શકાય નહિ. એ સર્વ પરીક્ષાઓમાં પસાર થવું આવશ્યક છે. પ્રથમજ જોવું જોઇએ કે તે મનુષ્ય પવિત્ર છે અને નિઃસ્વાર્થી છે–તેનો તેમાં કાંઇ સ્વાર્થ નથી. તેને તેમાં લાભ અથવા માનની આંકાક્ષા નથી એ પણ જોવું જોઇએ. બીજું તેણે એમ પણ બતાવી આપવું જોઇએ કે તેણે જ્ઞાનાતીત ભૂમિકાપર આરોહણ કર્યું છે. ત્રીજું: તેણે અમને એવું પણ કાંઇ અર્પણ કરવું જોઇએ કે જેઆપણે ઇન્દ્રિયદ્વારા પ્રાપ્ત કરી શકતા નથી. અને જે કેવળ જગતના કલ્યાણને માટેજ આપવામાં આવે છે. વળી એ પણ જોવું જોઇએ કે: તે અન્ય સત્યનું વિરોધી ન હોય. જો તે અન્ય વૈજ્ઞાનિક સત્યથી વિરોધી હોય તો તેનો એકદમ ત્યાગ કરજો. ચોથું; તેજ મનુષ્ય તે વિષયનો માત્ર અધિકારી છે અને

બીજા નથી એવું જો તે કહે તો યોગ્ય નથી. બીજાં મનુષ્યોને જે પ્રાપ્ત કરવાનો સંભવ છે તે તેણે કેવળ પોતાના જ જીવનમાં કાર્યના રૂપમાં કરી બતાવવું જોઇએ. એમ થવાથી પ્રમાણ ત્રણ પ્રકારનાં કહી શકાય. **પ્રત્યક્ષ**—(૧) ઇન્દ્રિય વિષયાનુભૂતિ, (૨) અનુમાન અને (૩) આપ્ત વાક્ય. આપ્ત શબ્દનો ભાવાર્થ અંગ્રેજી ભાષામાં કરી શકાતો નથી, એને અનુપ્રાણિત ( inspired ) શબ્દદ્વારા પ્રકટ કરી શકાય એમ નથી. કારણ કેઃ એ અનુપ્રાણન બાહ્યજગત્માંથી આવે છે, પણ અત્યારે જે ભાવના સંબંધી કથવામાં આવે છે તે આંતર્ જગત્માંથી ઉત્પન્ન થાય છે. એનો અક્ષરશઃ અર્થ એ થાય છે કેઃ " જેણે પ્રાપ્ત કર્યું છે તે. "

**विपर्ययो मिथ्याज्ञानमत द्रुपप्रतिष्ठम् ॥८॥**

**સૂત્રાર્થ**:—વિપર્યાય એટલે મિથ્યાજ્ઞાન, કે જે તે વસ્તુના પ્રકૃત સ્વરૂપ પ્રત્યે લક્ષ્ય કરતું નથી.

વ્યાખ્યાઃ વળી એક બીજા પ્રકારની વૃત્તિ એવી છે કે જે એક વસ્તુમાં અન્ય વસ્તુની ભ્રાન્તિ થવી. એને વિપર્યાય કહે છે. જેમકે ચળકતી માછલીને રૂપું માનવું.

**शब्द-ज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः ॥९॥**

**સૂત્રાર્થ**:-કેવળ માત્ર શબ્દદ્વારા એક પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય છે છતાં તે શબ્દ-પ્રતિપાદ્ય વસ્તુનું અસ્તિત્વ ન હોય, તેને વિકલ્પ અર્થાત્ શબ્દ-જનિત ભ્રમ કહે છે.

વ્યાખ્યાઃ વિકલ્પ નામક એક પ્રકારની વૃત્તિ હોય છે. એક વાક્ય સાંભળ્યા પછી ધૈર્યથી તેનો અર્થ વિચાર કર્યા વિનાજ આપણે એક સિદ્ધાંત કરી બેસીએ. એ ચિત્તની દુર્બળતાનું ચિહ્ન છે. આ ઉપરથી સંયમવાદ બરાબર સમજી શકાશે. મનુષ્ય જેટલો દુર્બળ હોય

છે. તેટલે દરજ્જે તેનામાં સંયમશક્તિ ઓછી હોય છે. સર્વદા એ તરફજ લક્ષ્ય રાખજો. જ્યારે તમારા મનમાં ક્રોધે ભરાવાનો અથવા દુઃખી થવાનો ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે તે પ્રત્યે વિચાર કરી જૂવો કેઃ કયા સમાચાર તમારા મનમાં પ્રવેશતાં જ તમારા મનને વૃત્તિના રૂપમાં કેવી રીતે બદલી નાંખે છે.

**अभाव-प्रत्ययालम्बना वृत्तिर्निद्रा ॥ १० ॥**

**સૂત્રાર્થ:** જે વૃત્તિ શૂન્ય ભાવનું અવલમ્બન કરે છે તે વૃત્તિનું નામ નિદ્રા.

વ્યાખ્યાઃ બીજા એક પ્રકારની વૃતિનું નામ નિદ્રા કહેવાય છે. આપણે જ્યારે (નિદ્રામાંથી) જાગ્રત થઇએ છીએ ત્યારે આપણે જાણી શકીએ છીએ કેઃ આપણે ઉંઘતા હતા. તે સમયના અનુભવનું માત્ર સ્મરણજ હોય છે. જેનો આપણને અનુભવ થતો નથી તે વિષયનું આપણને સ્મરણ રહેતું નથી. પ્રત્યેક પ્રતિક્રિયાઓ ચિત્–સાગરમાંના એક એક તરંગ સ્વરૂપ છે. હવે વિચારો કેઃ નિદ્રામાં જો મનની કોઇ પ્રકારની વૃત્તિ ન રહેત તો આપણને ભાવાત્મક અથવા અભાવાત્મક–કોઇ પ્રકારનો અનુભવ થાત નહિં અને તેમ થાત તો આપણે તેનું સ્મરણ પણ કરી શકત નહિ. આપણે નિદ્રાવસ્થાનું સ્મરણ કરી શકીએ છીએ તે ઉપરથીજ પ્રમાણિત–સાબિત–થાય છે કેઃ નિદ્રાવસ્થામાં મનમાં એક પ્રકારનાં તરંગો હતાં. સ્મૃતિ એ પણ એક પ્રકારની વૃત્તિજ છે.

**अनुभूत विषया सम्प्रमोषः स्मृतिः ॥ ११ ॥**

**સૂત્રાર્થ:** અનુભવ થયેલા સર્વ વિષયો આપણા મનમાંથી લુપ્ત નહિ થતાં જ્યારે તે સંસ્કારને લીધે જ્ઞાનને વશ થાય છે ત્યારે તેને સ્મૃતિ કહે છે.

વ્યાખ્યાઃ પૂર્વે જે ચાર પ્રકારની વૃત્તિનો વિષય કથવામાં આવ્યો છે તેના પ્રત્યેક પ્રકારમાંથી સ્મૃતિ ઉત્પન્ન થઈ શકે છે. મનમાં ધારો કેઃ તમે એક શબ્દ સાંભળ્યો. એ શબ્દ જાણે તમારા ચિત્ત-સાગરમાં પત્થર પડયો હોય તેમ સમજો. એમ થવાથી એક ક્ષુદ્ર તરંગ ઉત્પન્ન થાય છે. તેજ તરંગ બીજી પણ અનેક ક્ષુદ્ર ક્ષુદ્ર તરંગ માળા ઉત્પન્ન કરે છે. એનું નામજ સ્મૃતિ. નિદ્રામાં પણ એવોજ વ્યાપાર રચાય છે. જ્યારે નિદ્રાનામક એક ખાસ તરંગ ચિત્તમાં સ્મૃતિરૂપ અનેક તરંગો ઉત્પન્ન કરે છે ત્યારે તેને સ્વપ્ન કહે છે. જાગ્રત સમયમાં જેને સ્મૃતિ કહીએ છીએ તેવાંજ તરંગોને નિદ્રા સમયે સ્વપ્ન કહેવામાં આવે છે.

**अभ्यास वैराग्याभ्यां तन्निरोधः ॥ १२ ॥**

**સૂત્રાર્થ:** અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા એ વૃત્તિયોનો નિરોધ કરી શકાય છે.

વ્યાખ્યાઃ એ વૈરાગ્ય પ્રાપ્ત કરવા માટે, મન વિશેષ રૂપે નિર્મળ, સત્ અને વિચારપૂર્ણ હોવું આવશ્યક છે અભ્યાસ કરવાની આવશ્યકતા શું છે? પ્રત્યેક કાર્ય એ હૃદયના ઉપલા ભાગમાં કમ્પનશીલ પ્રવાહ-સ્વરૂપજ છે. એ કમ્પનો સમય આવતાં નાશ પામે છે. ત્યારે રહે છે શું? માત્ર સંસ્કાર સમૂહ બાકી રહે છે. એ પ્રમાણે અનેક સંસ્કારો મન ઉપર પડતા રહેવાથી તેઓ એકત્રિત થઈ અભ્યાસના રૂપમાં બદલાઈ જાય છે. "અભ્યાસ એ જ બીજો સ્વભાવ છે." એમ કહેવામાં આવે છે. તે માત્ર બીજો સ્વભાવ નહિં પણ "પ્રથમ" સ્વભાવ પણ કહી શકાય. મનુષ્યના સર્વે સ્વભાવ એ અભ્યાસ ઉપર જ આધાર રાખે છે. અત્યારે આપણે જે પ્રકારની પ્રકૃતિવાળા થઇ રહ્યા છીએ તે પૂર્વ અભ્યાસનું જ ફળ છે. સર્વે

અભ્યાસનું જ ફળ છે એમ જાણી શક્યાથી આપણા મનમાં સાન્ત્વના ઉત્પન્ન થાય છે. કારણકે, જો આપણો હમણાંનો સ્વભાવ કેવળ અભ્યાસને લીધે જ બંધાયો હોય તો આપણે જ્યારે ધારીશું ત્યારે એ અભ્યાસનો નાશ પણ કરી શકીશું. એ સર્વ સંસ્કારો, આપણા મનમાં જે વિચાર–પ્રવાહ વહન થાય છે, તેની પાછળ રહેલા ફળ સ્વરૂપ છે. આપણું ચરિત્ર પણ એ સર્વ સંસ્કારની સમષ્ટિ સ્વરૂપજ છે. જ્યારે કોઈપણ અમુક વૃત્તિ–પ્રવાહ પ્રબળ થાય છે ત્યારે મનુષ્ય તેવી જ ભાવનામય થઇ જાય છે. જ્યારે મનુષ્યમાં **સદ્ગુણ** પ્રબળ થાયછે ત્યારે તે મનુષ્ય **સત્** થઇ જાય છે. જ્યારે તેનામાં દુર્ગુણો પ્રબળ થાય છે, ત્યારે તે નઠારો–**અસત્** બની જાય છે. જ્યારે તેનામાં **આનંદની** ભાવના પ્રબળ થાય છે ત્યારે મનુષ્ય **સુખી** થાય છે. અસત્ સ્વભાવ દૂર કરવા માટે મનુષ્યે તેનાથી વિપરીત આચરણ રાખવું. એ વિપરીત અભ્યાસથી જ અસતતા દૂર થશે. જે કાંઇ અસતનો અભ્યાસ આપણા ચિત્તમાં સંસ્કાર–બદ્ધ થઇ ગયો છે, તે કેવળ સતના અભ્યાસથી જ દૂર કરી શકાશે **કેવળ સત્ કર્મ કર્યાં જાઓ. સર્વદા પવિત્ર વિચાર કરો,** એજ અસત્ સંસ્કાર નિવારણ કરવાનો ખાસ ઉપાય છે. કારણકે અસત્ મનુષ્ય કેવળ એકજ ખાસ પ્રકારના ચરિત્રનો હોય છે કે જે કેટલાક અભ્યાસની સમષ્ટિનો જ પરિચય આપે છે. કદીપણ કહેશો નહિં કે: અમુક મનુષ્ય સુધરી શકશે નહિ! તે મનુષ્યનો જે અસત્ સ્વભાવ તમે જોઈ શકો છો તે એક સમયે નૂતન અને સતના અભ્યાસ દ્વારા બદલાઇ શકે એમ છે. ચરિત્ર એ કેવળ પુનઃ પુનઃ અભ્યાસની સમષ્ટિજ છે. એવા પ્રકારનો પુનઃ પુનઃ અભ્યાસ થવો એજ સ્વભાવને સુધારી શકે છે.

**तत्रस्थितौ यत्नोऽभ्यासः ॥१३॥**

**સૂત્રાર્થ:** એ વૃત્તિયોને સમ્પૂર્ણ રૂપે વશમાં રાખવાનો નિત્ય નિયમિત યત્ન–તેનુંજ નામ અભ્યાસ કહેવાય છે.

વ્યાખ્યા: અભ્યાસ કોને કહે છે.? ચિત્તાકાર મનનું દમન કરવાનો યત્ન અર્થાત્ એનું પ્રવાહરૂપે બાહ્ય–વહન નિવારણ કરવાનો યત્ન એનું જ નામ અભ્યાસ. અર્થાત્ એને બાહ્ય પદાર્થો તરફ જતું રોકવું તેજ અભ્યાસ

**सतु दीर्घकालनैरन्तर्यसत्कारसेवितो दृढ भूमिः ॥१४॥**

**સૂત્રાર્થ:** દીર્ઘકાલ પર્યત્ સદા સર્વદા તીવ્ર શ્રદ્ધા સહિત, તે **પરમપદની** પ્રાપ્તિને માટે યત્ન કરવાથી અભ્યાસ દઢભૂમિ થઈ જાય છે.

વ્યાખ્યા: એવો સંયમ એક દિવસમાં થઈ જતો નથી. તેને માટે તો દીર્ઘકાલપર્યંત અભ્યાસ કરવો જોઇએ તોજ તે સાધ્ય થાય.

**दृष्टानुश्रविक विषय वितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम्॥१५॥**

**સૂત્રાર્થ:** દૃષ્ટ અથવા શ્રુત, સર્વ પ્રકારના વિષયોની આકાંક્ષાનો જેણે ત્યાગ કર્યો છે તેના હૃદયમાં જે એક અપૂર્વ ભાવના ઉત્પન્ન થાય છે કે જેના વડે તે સમસ્ત વિષય–વાસનાનું દમન કરી શકે છે તેને **વૈરાગ્ય** અથવા **અનાસક્તિ** કહે છે.

વ્યાખ્યા: આપણાં સમુદય કાર્યનાં મૂળ કારણો બે છે. (૧) આપણે પોતે જે કાંઇ જોઇ શકીએ છીએ તે અને (૨) બીજા મનુષ્યનો અનુભવ. એ બે શિક્ત, આપણા મનરૂપી સરોવરમાં નાના પ્રકારના તરંગો ઉત્પન્ન કરે છે. વૈરાગ્ય એ બે પ્રકારની શક્તિના વિરૂદ્ધમાં યુદ્ધ કરવાની અને મનને વશમાં રાખવાની શક્તિ સ્વરૂપે છે. એ બંને પ્રકારની પ્રવૃત્તિનો ત્યાગ આપણે અતિ અગત્યનો છે.

મનમાં ધારો કેઃ આપણે એક માર્ગે થઇને પસાર થઇએ છીએ. એક માણસે આવી આપણી ઘડીઆળ કાઢી લીધી. એ આપણો પ્રત્યક્ષ અનુભવ થયો. એ વ્યાપાર આપણે પોતાનાં ચક્ષુએ દીઠો. તેણે આપણા ચિત્તને તત્ક્ષણાત ક્રોધરૂપી વૃત્તિના આકારમાં બદલી નાખ્યું. પણ એ ક્રોધ-ભાવ ચિત્તમાં પ્રવેશ થવા ન દેવો. જો ક્રોધને વશ ન કરી શકો, જો એ ભાવને દૂર ન કરી શકો તો પછી તમારામાં શું છે? તમારામાં કાંઇ પણ વિશેષ શક્તિ નથી એમજ કહેવું પડશે જો એ ક્રોધ ભાવનું નિવારણ કરી શકો-જો તેને દબાવી શકો તોજ તમારામાં વૈરાગ્ય વિદ્યમાન છે એમ સમજી શકાશે. એજ પ્રમાણે સંસારી લોકો જે વિષય-ભોગ ભોગવે છે તેમાંથી પણ આપણને શિક્ષણ મળે છે કેઃ વિષય ભોગ એજ તેમના જીવનનું છેલ્લું લક્ષ્ય છે. એ સર્વ વિષય-ભોગો આપણે માટે ભયંકર ક્ષોભ પ્રદર્શક છે. એ સર્વ પ્રત્યે સમ્પૂર્ણ રૂપે ઉદાસીન થવું અને મનને તેમાં ગુંથી તે પ્રકારની વૃત્તિના આકારમાં ( મનને ) બદલાવા ન દેવું એનુંજ નામ વૈરાગ્ય. સ્વાનુભવ અને પરાનુભવ થયેલા વિષયોદ્વારા આપણામાં એ પ્રકારની કાર્ય વૃત્તિયોનો જન્મ થાય છે, તેનું નિવારણ કરવું અને તે દ્વારા ચિત્તને વિષયોને વશ ન થવા દેવું એનુંજ નામ વૈરાગ્ય છે. એ કાર્ય આપણા વશમાં રહેવું જોઇએ.

આપણે તેને વશ ન થવું જોઇએ, એ પ્રકારની મનઃ શક્તિને વૈરાગ્ય કહે છે. વૈરાગ્ય તેજ મુક્તિનો એક માત્ર ઉપાય છે.

**तत्परं पुरुष ख्यातिर्गुण वैतृष्ण्यम् ॥ १६ ॥**

**સૂત્રાર્થ:**—તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થતાં આપણે ગુણો પ્રત્યે સુદ્ધાં વીતરાગ થઇએ અને એનો પરિત્યાગ કરીએ એજ ( વૈરાગ્ય ) પુરૂષનું સત્ય સ્વરૂપ પ્રકટ કરે છે.

વ્યાખ્યાઃ—જ્યારે એ વૈરાગ્ય આપણા ગુણો પ્રત્યે આસક્તિનો સુદ્ધાં પરિત્યાગ કરાવે, ત્યારે જ એને શક્તિનો અતિ ઉચ્ચ વિકાશ કહી શકાય. પ્રથમ, પુરૂષ અથવા આત્મા એ શું અને ગુણો એટલે શું તે આપણે જાણવું ઉચિત છે. યોગશાસ્ત્રના અભિપ્રાય પ્રમાણે, સમુદય પ્રકૃતિમાં ત્રણ ગુણ વિદ્યમાન છે. એકનું નામ તમઃ, બીજાનું નામ રજઃ અને ત્રીજાનું નામ સત્વગુણ. એ ત્રણ ગુણ, બાહ્ય જગત્માં આકર્ષણ, વિકર્ષણ અને સમાનતા, એ ત્રણ પ્રકારના રૂપમાં પ્રકટ થાય છે. પ્રકૃતિમાં જેટલી વસ્તુઓનું અસ્તિત્વ છે અને જે કાંઇ જોવામાં આવે છે તે સર્વ એ ત્રણ ગુણ–શક્તિના જૂદા જૂદા વ્યાપારથી ઉત્પન્ન થાય છે. સાંખ્યાચાર્યે પ્રકૃતિને નાના પ્રકારના તત્ત્વમાં વિભકત કરી છે. મનુષ્યનો આત્મા એ સર્વ તત્ત્વોની બાહ્ય, પ્રકૃતિથી પણ બાહ્ય છે. તે સ્વયં પ્રકાશ, શુદ્ધ અને પૂર્ણ સ્વરૂપ છે, અને પ્રકૃતિમાં જે કાંઇ ચૈતન્યનો પ્રકાર જોવામાં આવે છે તે સર્વે પ્રકૃતિના ઉપર, માત્ર આત્માનું પ્રતિબિમ્બ જ છે. પ્રકૃતિ પોતે જડ છે. એટલું સ્મરણ રાખવું ઉચિત છે કેઃ પ્રકૃતિ કહેતાં તેની સાથે મન પણ સમજવું. મન એ પણ પ્રકૃતિની અંદરની જ વસ્તુ છે. આપણા જે કાંઇ વિચાર છે તે પણ પ્રકૃતિની અંદર જ ગણાય છે. વિચારથી તે અતિ સૂક્ષ્મભૂત પર્યંત સર્વ પ્રકૃતિની અંદર જ–પ્રકૃતિના ભિન્ન ભિન્ન વિકાશ માત્ર જ છે. એ પ્રકૃતિએ-જ મનુષ્યના આત્માને ઢાંકી રાખ્યો છે. જ્યારે પ્રકૃતિ તે આવરણ ખસેડી લે છે, ત્યારે આત્મા આવરણમુક્ત થઇ પોતાના મહિમા વડે પ્રકાશિત થાય છે. પંદરમા સૂત્રમાં વર્ણવેલા વૈરાગ્ય દ્વારાજ પ્રકૃતિને વશ કરી શકાય છે. એમ થવું એ આત્માને પ્રકટ થવા માટે અતિશય સહાયકારક છે. પછીનાં સૂત્રમાં સમાધિ અર્થાત્

પૂર્ણ એકાગ્રતાનું લક્ષણ વર્ણવવામાં આવ્યું છે. તેજ યોગીનું સર્વોચ્ચ લક્ષ્ય છે.

**वितर्क विचारानन्दास्मितानुगमात् सम्प्रज्ञातः ॥ १७ ॥**

**સૂત્રાર્થ**:—સમ્પ્રજ્ઞાત અર્થાત્ સમ્યક્ જ્ઞાન પૂર્વક સમાધિમાં વિતર્ક, વિચાર, આનન્દ, અને નિર્ગુણ અહંનો ભાવ ક્રમશઃ ઉપસ્થિત થાય છે.

વ્યાખ્યાઃ—સમાધિના બે પ્રકાર છે. એકને સમ્પ્રજ્ઞાત અને બીજાને અસમ્પ્રજ્ઞાન કહે છે. સમ્પ્રજ્ઞાત સમાધિ સ્થિતિમાં પ્રકૃતિને વશ કરવાની સમુદય શક્તિ હોય છે. સમ્પ્રજ્ઞાત સમાધિ ચાર પ્રકારની છે. એના પ્રથમ પ્રકારને સવિતર્ક સમાધિ કહેવામાં આવે છે. એ પ્રકારના વિચાર અથવા ધ્યાનનો વિષય બે પ્રકારનો છે. પ્રથમ, જડ ચોવિશ તત્ત્વો અને બીજો, ચેતન પુરૂષ. યોગનો એ અંશ સંપૂર્ણ રૂપે સાંખ્ય દર્શન પર આધાર રાખે છે. એ સાંખ્ય દર્શનનો વિષય તમને પ્રથમજ કહેવામાં આવ્યો છે. તમારા સ્મરણમાં હશે કેઃ અહંકાર, સંકલ્પ, મન, એ એનો એક સાધારણ પાયો છે. એને ચિત્ત કહે છે. ચિત્તમાંથી જ એ સર્વ પ્રકટયાં છે. ચિત્ત એ પ્રકૃતિની જૂદી જૂદી શક્તિયોને ગ્રહણ કરી એને વિચારના રૂપમાં બદલી નાંખે છે. વારૂ, શક્તિ અને ભૂત એ બન્નેના કારણભૂત એક પદાર્થ છે, એ અવશ્ય સ્વીકારવું જ પડશે. એ પદાર્થને અવ્યક્ત કહે છે. સૃષ્ટિના પ્રારંભમાં પ્રકૃતિની જે અપ્રકટ અવસ્થા તે એજ. એક કલ્પ પછી સર્વ પ્રકૃતિ એમાં જ પાછી ફરે છે, ( લીન થઇ જાય છે ) અને બીજા કલ્પમાં સર્વ તેમાંથી જ ઉત્પન્ન થાય છે. એ સર્વથા અતીત પ્રદેશમાં ચૈતન્યઘન પુરૂષનો નિવાસ છે. જ્ઞાન એજ સાચી શક્તિ છે. કોઇ પણ વસ્તુનું જ્ઞાન

પ્રાપ્ત થતાં જ આપણે તેના ઉપર સત્તા ચલાવી શકીએ છીએ. એ પ્રમાણે જ્યારે આપણું મન, એ સર્વ જૂદા જૂદા વિષયોનું ધ્યાન ધરે ત્યારે તેના ઉપર સત્તા કેમ ન મેળવી શકાય? જે પ્રકારની સમાધીમાં બાહ્ય સ્થૂલ ભૂતો જ ધ્યેય સ્વરૂપ થાય તેને સવિતર્ક કહે છે. તર્ક એટલે પ્રશ્ન-સવિતર્ક એટલે પ્રશ્ન સહિત. તે સમયે સવ ભૂત પોતાનું સત્ય અને પોતાની શક્તિ, ધ્યાન પરાયણ પુરૂષને નિવેદન કરે છે તેથી જ તે ભૂતોને પ્રશ્ન કરવો એનું નામ સવિતર્ક કહેવાય, પરંતુ એવી શક્તિ પ્રાપ્ત કરવાથી જ મુક્તિ પ્રાપ્ત થતી નથી. એ માત્ર ભોગને માટે જ યત્ન કરવા જેવું છે. વળી આ જીવનમાં સાચો ભોગ-સુખ મળી શકતો જ નથી. કારણ કે વાસના કદી પણ તૃપ્ત થતી નથી, તેથી ભોગ-સુખનો શોધ કરવો વ્યર્થ છે. મનુષ્ય એ પ્રાચીન ઉપદેશ પ્રમાણે વર્તતો નથી, કારણ કે તેને એ અત્યંત કઠિન જણાય છે, પરંતુ જ્યારે તે એ વિષય સારી રીતે સમજે છે ત્યારે તે જડ જગતથી અતીત થઇ મુક્ત થાય છે. જેને સાધારણ રીતે જ ગુપ્ત શક્તિ કહીએ છીએ તે પ્રાપ્ત કરવાથી માત્ર ભોગની જ વૃદ્ધિ થાય છે પરંતુ તેમ થવાથી અંતે દુઃખની જ વૃદ્ધિ થાય છે. સત્ય છે કે, વિજ્ઞાનની દૃષ્ટિએ જોઇ પતંજલિ ઋષિએ એવી ગુપ્ત શક્તિ પ્રાપ્ત કરવાની આવશ્યકતા સ્વીકારી છે, પરંતુ તેમણે આપણને એવી શક્તિથી પ્રાપ્ત થતા જે જે લોભ-લાલચો આવી આપણી સમક્ષ હાજર થાય છે તેનાથી દૂર રહેવા સાવચેત કરવાનું પણ તે મહર્ષિ ભૂલ્યા નથી. માત્ર યોગાભ્યાસી સાધકો તેવા લોભથી દૂર રહેશે તોજ તેમની ધારેલી ધારણા સફળ થશે-તોજ તે મુક્ત થશે.

વળી એ જ ધ્યાનાવસ્થામાં સર્વ ભૂતોને દેશ અને કાલથી પૃથક્

કરી તેમનું સ્વરૂપ વિચારવામાં આવે ત્યારે તે સમાધિને નિર્વિતર્ક સમાધિ કહે છે. જ્યારે એ ધ્યાનાવસ્થા એક પગથીઉં આગળ વધે અને જ્યારે તન્માત્રાઓને દેશકાલની અંદર ગણી વિચારવામાં આવે ત્યારે તેને સવિચાર સમાધિ કહે છે. વળી એ સમાધિ સ્થિતિમાં જ્યારે સૂક્ષ્મ ભૂતોને દેશકાલથી અતીત સમજી તેના સ્વરૂપનો વિચાર કરવામાં આવે ત્યારે તેને નિર્વિચાર સમાધિ કહે છે. એના પછીનું પગથીયું એ છે કે: એમાં સૂક્ષ્મ સ્થૂળ, ઉભય પ્રકારનાં ભૂતનો વિચાર ત્યાગ કરી અંતઃકરણને ધ્યાનનો વિષય બનાવવો જોઇએ. જ્યારે અંતઃકરણને રજ અને તમોગુણથી પૃથક્ કર્યા પછી વિચાર કરવામાં આવે ત્યારે તેને આનન્દ-સમાધિ કહે છે. એ સમાધિ સ્થિતિમાં જ્યારે આપણે અંતઃકરણને સર્વ ઉપાધિ-શૂન્ય રૂપે વિચારીએ, જ્યારે એ સમાધિ-સ્થિતિ વિશેષ પરિપક્વ થઇ જાય, જ્યારે સ્થૂલ, સૂક્ષ્મ સર્વ ભૂતમાત્રના વિચાર દૂર થઇ મનની સ્વરૂપ-અવસ્થાએજ ધ્યેય-નો વિષય થઇ રહે, કેવળ સાત્વિક અહંકાર માત્ર અન્ય વિષયોમાંથી પૃથક્ થઇ વર્તમાન રહે, ત્યારે તેને અસ્મિતા ( અહંકાર ) સમાધિ કહે છે. એ અવસ્થામાં પણ સમ્પૂર્ણ રૂપે, મનથી અતીત થઇ શકાતું નથી. જે મનુષ્યે એ અવસ્થા પ્રાપ્ત કરી છે તેને જ વેદમાં "વિદેહ" કહે છે. તે મનુષ્ય પોતાને સ્થૂલ. દેહ-શૂન્ય રૂપે જાણી શકે છે. પરંતુ મનુષ્ય પોતાને સ્થૂલ શરીર ધારે છે એવો વિચાર કરવો જ પડશે. જે મનુષ્યો એ અવસ્થામાં રહીને પરમપદ પ્રાપ્ત નહિં કરતાં પ્રકૃ-તિમાં લય પ્રાપ્ત થાય છે તેને પ્રકૃતિલય કહે છે, પરંતુ જેઓ કોઇ પ્રકારનાં ભોગ સુખથી સંતુષ્ટ નથી તેઓ જ ઉચ્ચ લક્ષ્ય જે ભક્તિ તે પ્રાપ્ત કરે છે.

**विराम प्रत्ययाभ्यास पूर्वः संस्कार शेषोऽन्यः ॥ १८ ॥**

**સૂત્રાર્થ**: અન્ય પ્રકારની સમાધિ (સ્થિતિ)માં સર્વદા સર્વ માનસિક ક્રિયાઓ વિરામ પામે એવો અભ્યાસ કરવામાં આવે છે. કેવળ ચિત્તના ગૂઢ સંસ્કારો અવશિષ્ટ રહે છે.

વ્યાખ્યા: એનું નામ જ પૂર્ણ જ્ઞાનથી અતીત અસમ્પ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. એવી સમાધિ આપણને મુક્તિ આપી શકે. પ્રથમ જે સમાધિ સંબંધી કહેવામાં આવ્યું છે તે આપણને મુક્તિ આપી શકે નહિં. આત્માને મુક્ત કરી શકે નહિં. એક મનુષ્ય સર્વ શક્તિયો પ્રાપ્ત કરી શકે પરંતુ તેનુ પુન: પતન થશે. જ્યાં સુધી આત્મા પ્રકૃતિની અતીતાવસ્થામાં જઇ સમ્પ્રજ્ઞાત્ સમાધિથી પણ દૂર જઇ શકે, ત્યાં સુધી પતનનો ભય રહે છે. જો કે એની સાધન પ્રણાલી બહુ સરલ જણાય છે, પરંતુ તે પ્રાપ્ત કરવી બહુ કઠિન છે. એની સાધન પ્રણાલિ એવી છે કે: "મનને ધ્યાનનો વિષય કરી જ્યારે પણ હૃદયમાં કોઇ વિચાર આવે છે ત્યારે .તેના ઉપર આઘાત થાય છે. મનમાં કોઇ પણ પ્રકારનો વિચાર પ્રવેશ નહિં થવા દેતાં તેને સંપુર્ણ રૂપે શૂન્ય કરવું (ખાલી રાખવું) જોઇએ. જ્યારે આપણે એ સાધન યથાર્થ રૂપે કરી શકીશું ત્યારે, તેજ ક્ષણે આપણે મુક્તિ પ્રાપ્ત કરી શકીશું. ક્રમશઃ પૂર્વ સાધનો જેમણે સાધ્યાં નથી, અર્થાત્ યોગશાસ્ત્ર કથિત એક પછી એક સાધનો વિધિપૂર્વક જેઓ કરતા નથી તેઓ જે સમયે મનને શૂન્ય કરવાના યત્ન કરે છે તે સમયે તેમનું ચિત્ત અજ્ઞાન–સ્વભાવ તમોગુણથી ઢંકાઇ જાય છે. તેમ થવાથી તેનું મન આળસુ અને અકર્મણ્ય થઇ જાય છે, તેમ છતાં તેઓ તો એમ જ વિચારે છે કે અમે અમારા મનને શૂન્યરૂપે રાખીએ છીએ. એ સાધન બરાબર વિધિ પુરઃસર, ક્રમે ક્રમે કરી શકાય તો સાધકમાં સર્વથી ઉચ્ચ શક્તિનો વિકાશ પામે. મનને શૂન્ય–નિર્વિચાર–

( તદ્દન ખાલી ) રાખી શકાય તો સંયમની છેલ્લી હદ આવી જાય. જે સમયે અસમ્પ્રજ્ઞાત અર્થાત્ જ્ઞાનાતીત અવસ્થા પ્રાપ્ત થાય છે તે સમયે સમાધિ નિર્બીજ થઇ જાય છે. સમાધિ નિર્બીજ થાય છે એનો અર્થ શો ? સમ્પ્રજ્ઞાત સમાધિ વખતે ચિત્તવૃત્તિયોનું માત્ર દમન થાય છે એટલું જ પરંતુ તે વૃત્તિયો સંસ્કાર અથવા બીજના આકારમાં બાકી રહી જાય છે. એ બાકી રહેલા સંસ્કારો, સમય આવતાં જ પુનઃ તરંગના આકારમાં પ્રકટ થવાનો સંભવ રહે છે. પરંતુ જ્યારે તે સંસ્કારોને સુદ્ધાં નિર્મૂળ કરવામાં આવે, જ્યારે મન પણ તદ્દન વિનષ્ટ થવા લાગે, ત્યારે જ સમાધિ નિર્બી-જ થાય—ત્યારે જ સમાધિ સમયે સંસ્કાર રૂપી એક પણ બીજનું અસ્તિત્વ રહે નહિ. તે સમયે મનમાં એવો કોઇ પણ સંસ્કાર-બીજ રહેતાં નથી કે જેથી મનુષ્યની જીવન-લતિકા પુનઃ પુનઃ ઉદય પામી શકે. અર્થાત્ એવી સ્થિતિ સમયે મનુષ્યનો ભયંકર વ્યાધિ જે જન્મ મૃત્યુ તેનાથી તે રહિત થઈ જાય છે. ઓ વાંચક જીવાત્મા ! શું ત્હને જીવન-મૃત્યુનો હજી પણ શૉખ રહ્યો છે ? શું તને હજી પણ જીવન-મૃત્યુ પર પ્રેમ છે ? શું તું તેથી જ અનેક પ્રકારની વાસનાના બંધનમાં સપડાઇ રહ્યો છે ? જો મુક્ત થવા જ ઇચ્છતો હોય તો, હે જીવાત્મા ! આ ક્ષણે, આ પળે જ વાસનામુક્ત થવા યત્ન કર. તું મુક્ત થવા આવ્યો છે પછી બંધનમાં શામાટે પડી રહ્યો છે ? ત્હને પુનઃ પુનઃ કહેવાની ઇચ્છા થાય છે કેઃ ઓ પવિત્રાત્મા ! જન્મ મરણથી મુક્ત થવાનો યત્ન કર ! યત્ન કર !

વાંચકો અવશ્ય પ્રશ્ન કરી શકશે કેઃ જે સ્થિતિમાં જ્ઞાનનું જ અસ્તિત્વ ન રહે તે કયા પ્રકારની અવસ્થા ? જેને આપણે જ્ઞાન કહીએ છીએ તેની જ્ઞાનાતીત અવસ્થા સાથે તુલના કરતાં તેને નિચલી

પાયરીની અવસ્થા કહી શકાશે. એટલું સર્વદા સ્મરણમાં રાખવું ઉચિત છે કેઃ કોઇ પણ વિષયની સર્વથી ઉચ્ચ અને સર્વથી નીચેની હદ, એ બન્ને લગભગ એક જ પ્રકારની જણાય છે. પ્રકાશનાં કમ્પનો જ્યારે બહુ જ મૃદુ હોય છે ત્યારે તે અન્ધકારનું રૂપ ધારણ કરે છે વળી પ્રકાશના ઉચ્ચ કમ્પનો પણ અન્ધકારનાં જેવાં જ દેખાય છે. પરંતુ એ બન્ને પ્રકારના અંધકારને શું એક સરખો કહી શકાશે? એમાંનો એક તો સાચો અંધકાર જ છે. અને બીજો અતિ તીવ્ર પ્રકાશ છે. તથાપિ તે જોવામાં એક સરખા પ્રકારના જણાય છે. એ પ્રમાણે જ અજ્ઞાન એ સર્વથી નિચલી અવસ્થા, જ્ઞાન એ મધ્યમ અવસ્થા અને જ્ઞાનથી અતીત વળી એક ઉચ્ચ અવસ્થા છે. આપણે જેને જ્ઞાન કહીએ છીએ, તે પણ એક ઉત્પન્ન થયલી વસ્તુ છે-તે એક મિશ્ર પદાર્થ છે. તે ચોખ્ખું સત્ય નથી. ઉચ્ચ પ્રકારની એકાગ્રતા પ્રાપ્ત કરવાનો પદ્ધતિસર અભ્યાસ કરવાથી તેનું ફળ શું પ્રાપ્ત થાય? એ પ્રશ્નના ઉત્તરમાં કહેવું પડશે કેઃ એમ કરવાથી પૂર્વે કહી છે તે અસ્થિરતા અને આળસના પૂરાતન સંસ્કારો અને સત્ પ્રવૃત્તિના સંસ્કારોનો પણ નાશ કરી દે છે. જેમ મિશ્ર-સુવર્ણમાંથી તાંબુ વગેરે ભેળેલા પદાર્થો દૂર કાઢવા માટે તેમાં એસીડ વગેરે મેળવવું પડે છે અને તે પછી તે સુવર્ણની જેવી સ્થિતિ થાય છે અર્થાત્ સુવર્ણમાં ભળેલી બીજી ધાતુ, કચરો વગેરે દૂર થઇ ચોખ્ખું સુવર્ણ જ રહે છે તેજ પ્રમાણે આ વિષયમાં પણ સમજી લેવું. જ્યારે કોઇ ખાણમાંથી કાઢેલી ધાતુને ગાળવામાં આવે છે ત્યારે જે ધાતુ તેમાં ભેળવવામાં આવે છે તે મિશ્ર કચરા સાથે ગળાઇ જાય છે. એ પ્રમાણેજ સર્વદા સંયમની શક્તિ વડે પૂર્વની અસત્ પ્રવૃત્તિઓ અને તેની સાથે સત્ પ્રવૃત્તિઓનો પણ લોપ થઇ જશે. એ સત્

અને અસત્ બન્ને પ્રવૃત્તિયો ઉભય એક બીજાનો પરાજય કરી નાંખશે. તે સમયે આત્મા સત્ અથવા અસત્ એ બેમાંથી કોઇ પણ પ્રકારની શક્તિદ્વારા પરાજય નહિ પામતાં સ્વમહિમા વડે અવસ્થિત રહેશે. તે સમયે તે આત્મા સર્વ વ્યાપક, સર્વ શક્તિવાન્, અને સર્વજ્ઞ થઇ જશે. સર્વ શક્તિયોનો ત્યાગ કરી આત્મા સર્વશક્તિમાન થાય છે. જીવન પ્રત્યેનું અભિમાન ત્યાગ કરી આત્મા મૃત્યુને ઓળખી જાય છે, કારણ કેઃ તે સમયે તે મહાપ્રાણના રૂપમાં બદલાઇ જાય છે. તે સમયે જ આત્મા જાણી શકશે કેઃ જન્મ અથવા મૃત્યુ, સ્વર્ગ અથવા પૃથિવી, એમાંથી કોઈ પણ વસ્તુની, કોઇ પણ કાળે તેને આવશ્યકતા હતી નહિં. તે સમયે આત્મા જાણી શકશે કેઃ તે કદી કોઈ પણ સ્થળે આવ્યો નથી, કદી કોઇ પણ સ્થળે તે ગયો નથી, માત્ર પ્રકૃતિજ આવજા કરી રહી છે. પ્રકૃતિની એવી ગતિ આત્મા ઉપર પ્રતિબિંબિત થઇ રહી હતી. ભીંત ઉપર, કેમેરા ( Camera ) દ્વારા પ્રતિબિંબિત અને પ્રક્ષિપ્ત ( નાંખવામાં આવે છે તેવો ) પ્રકાશજ પડયો છે અને તેજ આમતેમ હાલી રહ્યો છે. ભીંત અજ્ઞાનીની પેઠે સમજે છે કેઃ હુંજ હાલું છું. આપણા સર્વ જીવો સંબંધી પણ એવુંજ સમજવું. ચિત્ત એજ કેવળ આમતેમ-સર્વ દિશામાં-ગમન કરી રહ્યું છે. તે આપણામાં નાના પ્રકારનાં પરિવર્તન કરે છે. આપણે તો એમજ સમજીએ છીએ કેઃ આપણે પોતેજ નાના પ્રકારની આકૃતિઓ ધારણ કરીએ છીએ, પરંતુ ઉપરોક્ત અવસ્થામાં પ્રવેશતાં સર્વ અજ્ઞાનતા દૂર થઇ જશે. અજ્ઞાનતાને દૂર કરવા માટે તો યોગાભ્યાસ છે. કર્મરૂપી કચરાને બાળી ભસ્મ કરવા માટે તો યોગ સાધના કરવાની છે. યોગાભ્યાસથી જ ઉપર કહ્યા પ્રમાણે સિદ્ધાવસ્થા પ્રાપ્ત થશે, અને એ અવસ્થામાં જીવ મુક્ત

આત્મા થયા પછી જે સમયે તેની જેવી ઈચ્છા હશે–પ્રાર્થના અથવા ભિક્ષુકની પેઠે યાચના નહિ પરંતુ યોગી–સિદ્ધ (પ્રકૃતિ–Nature–ને) આજ્ઞા ફરમાવશે–તેજ પ્રમાણે તત્ક્ષણાત્ તે કાર્ય પરિપૂર્ણ થશે. એવો મુક્ત–આત્મા જે સમયે જે ઇચ્છા કરશે તે કાર્ય કરવા તે શક્તિમાન થશે. સાંખ્ય દર્શનના અભિપ્રાય પ્રમાણે તો ઇશ્વરનું અસ્તિત્વ છેજ નહિં. એ દર્શન શાસ્ત્ર કહે છે કે: જગતનો કોઇ ઈશ્વર હોઇ શકેજ નહિ. કારણ કે જો તે હોય તો નિશ્ચય તે આત્માજ છે. આત્મા એ બદ્ધ અથવા મુક્ત–સ્વભાવ, એ બન્નેથી નિરાળો છે. જે આત્મા પ્રકૃતિને વશ છે, પ્રકૃતિ જે આત્મા ઉપર પોતાની સત્તા ચલાવી શકે છે, તે કેવી રીતે સૃષ્ટિ ઉત્પન્ન કરી શકે? તે તો પોતેજ બીજાનો દાસ થઈ ગયો છે. વારૂં હવે જો આપણે બીજો પક્ષ ગ્રહણ કરીએ અર્થાત્ જો આત્માને મુક્ત સ્વીકારીએ તો પણ વાંધો આવશે કે જે આત્મા મુક્ત છે તે કયે પ્રકારે સૃષ્ટિ [illegible] ક્રિયા આદિ ચલાવી શકે? કારણ કે તેને તો કાંઇ વાસના રહેતીજ નથી. તેથી તેને સૃષ્ટિ અથવા જગત્‌નું શાસન આદિ કરવાનું કોઈ પ્રયોજન જ રહેતું નથી. બીજું, એજ સાંખ્ય દર્શન કહે છે કે: "ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારવાનું કંઇ પ્રયોજન નથી. પ્રકૃતિનું અસ્તિત્વ સ્વીકારવાથીજ જ્યારે સર્વ જગત્–કારણ સ્પષ્ટ થાય છે તો પછી ઇશ્વરનું પ્રયોજન જ શું છે? તેમ છતાં કપિલ મુનિ કહે છે કે:" અનેક આત્મા એવા પણ છે કે: જેઓ પૂર્ણ મુક્તિ પ્રાપ્ત કરી શકતા નથી. તેઓ મુક્તિની લગભગ નજીક જઇ પહોંચે છે ખરા, પરંતુ તેઓ સર્વ અલૌકિક શક્તિયો પ્રાપ્ત કરવાની વાસના તદ્દન ત્યાગ કરી શક્યા નથી માટે જ તેવા આત્માઓ યોગ ભ્રષ્ટ થાય છે. તેવા આત્માઓનું મન કેટલાક દિવસ પર્યંત પ્રકૃતિમાં લીન થઇ રહે છે પણ

તેઓ જ્યારે પુનઃ જન્મ ગ્રહણ કરે છે ત્યારે તેઓ પ્રકૃતિના સ્વામી થઇને જન્મે છે. જો તમે તેમને ઇશ્વર કહો તો એવા પ્રકારનો ઇશ્વર છે ખરો. આપણે સર્વ કોઇ એક સમયે એવું ઇશ્વરત્વ પ્રાપ્ત પણ કરીશું. વળી સાંખ્ય દર્શનના અભિપ્રાય પ્રમાણે વેદમાં જે ઇશ્વર સંબંધી લખવામાં આવ્યું છે તે એવાજ એક મુક્તાત્માનું જ માત્ર વર્ણન છે. એ સિવાય નિત્ય મુક્ત, આનંદમય, જગતનો સૃષ્ટિ કર્ત્તા બીજો કોઇજ નથી. વળી બીજી તરફ જોઇએ છીએ ત્યારે યોગી-જનો કહે છે કેઃ "ના, એક ઇશ્વર છે. તે અન્ય સર્વ આત્માઓ કરતાં જૂદો છે. સર્વ સૃષ્ટિનો અનન્ત, નિત્ય પ્રભૂ, નિત્ય મુક્ત, સર્વ ગુરૂઓનો ગુરૂ એક આત્મા છે."

સાંખ્યકાર જેને પ્રકૃતિલય કહે છે કે તેનું અસ્તિત્વ યોગીઓ પણ સ્વીકારે છે. તેઓ કહે છે કેઃ "તેઓ યોગ ભ્રષ્ટ યોગીઓ છે. થોડા સમયને માટે તેમને જે સર્વોચ્ચ સ્થાને પહોંચવાનું છે તે સ્થાનમાં જતાં વિઘ્ન ઉપસ્થિત થાય છે ખરૂં પરંતુ તેઓ તેટલા સમયમાં ઉચ્ચપદે પહોંચતાં પહેલાં–જગતના અમુક અંશના અધિપતિ રૂપે અવસ્થાન કરે છે.

**भवप्रत्ययो विदेह प्रकृतिलयानाम् ॥ १९ ॥**

**સૂત્રાર્થ:—એ સમાધિ સ્થિતિ જો સમ્યક્ વૈરાગ્ય–પૂર્વક અનુષ્ઠિત ન થાય તો તેઓ દેવતા અને પ્રકૃતિલીન જનોની પુનરૂત્પત્તિનું કારણ થાય છે.**

વ્યાખ્યાઃ ભારતીય સર્વ ધર્મ પ્રણાલીમાં દેવતાનો અર્થ કેટલાક ઉચ્ચ પદે વિરાજેલા આત્માઓને જ સમજવામાં આવે છે. જેનામાં દિવ્ય ભાવના છે તે દેવ–જેનામાં મનુષ્ય ભાવના નથી. જૂદા જૂદા જીવાત્માઓ જૂદે જૂદે સમયે એ પદ પૂર્ણ કરે છે પરંતુ

એમાંના કોઇ આત્માઓ પરિપૂર્ણ જ્ઞાની નથી અર્થાત્ એમનો મોક્ષ થયો કહેવાય નહિ. એમને માટે પુનઃ જીવન-મરણ રહ્યું છે.

**श्रद्धावीर्य स्मृति समाधि प्रज्ञापूर्वक इतरेषाम् ॥ २० ॥**

**સૂત્રાર્થ:** કેટલાંક માણસોને શ્રદ્ધા અર્થાત્ વિશ્વાસ, વીર્ય અર્થાત્ મનઃ તેજ, સ્મૃતિ, સમાધિ અથવા એકાગ્રતા, અને સત્ય વસ્તુ પ્રત્યે વિવેક બુદ્ધિ, એમાંથીજ સમાધિ-સ્થિતિ-ઉત્પન્ન થાય છે.

વ્યાખ્યા: જે મનુષ્યો દેવત્વ પદ અથવા કોઇ કલ્પનો શાસન-ભાર ઇચ્છતા નથી તેમના સંબંધીજ કહેવામાં આવે છે કે તેઓ જ મુક્તિ પ્રાપ્ત કરે છે.

**तीव्र सन्वेगानामासन्नः ॥ २१ ॥**

**સૂત્રાર્થ:** જે મનુષ્યો અત્યન્ત આગ્રહયુક્ત અને ઉત્સાહી છે તેઓ અતિ શીઘ્ર યોગ (સાધના)માં કૃતકાર્ય થાય છે.

**मृदु मध्याधि मात्रत्वात्ततोऽपि विशेषः ॥ २२ ॥**

**સૂત્રાર્થ:** વળી મૃદુ યત્ન, મધ્યમ યત્ન, અથવા અત્યન્ત અ- ધિક યત્ન કરવામાં આવે છે તે અનુસાર જ યોગિજનોને સિદ્ધિ વિશેષ અથવા ઓછી વત્તી જોવામાં આવે છે.

**ईश्वरप्रणिधानाद्वा ॥ २३ ॥**

**સૂત્રાર્થ:** અથવા ઇશ્વર પ્રત્યે ભક્તિ રાખવાથી પણ સમાધિ પ્રાપ્ત થાય છે.

**क्लेश कर्मविपा काशयैरपरामृष्टः**
**पुरुष विशेष ईश्वरः ॥ २४ ॥**

**સૂત્રાર્થ:** એક મૂખ્ય પુરૂષ કે જે દુઃખ, કર્મ, કર્મફલ અથવા વાસના દ્વારા અસ્પૃષ્ટ છે, જે સર્વનો મૂખ્ય શાસન કર્તા છે તેજ ઇશ્વર.

વ્યાખ્યા: અમારે આ સ્થળે પુનઃ સ્મરણ કરાવવું જોઇએ કે: પાતંજલ યોગ શાસ્ત્ર એ સાંખ્ય દર્શનને આધારેજ રચાયું છે પરંતુ સાંખ્ય દર્શનમાં ઇશ્વરનું સ્થાનજ નથી જ્યારે યોગીજનો ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરે છે. યોગીજનો ઇશ્વર સ્વીકારે છે છતાં સૃષ્ટિ કર્તૃત્વ આદિ ઇશ્વર-સંબંધી વિવિધ ભાવનામાંનો કોઇ પ્રસંગ ઉત્થાપન કરતા નથી. યોગીઓ કથિત ઇશ્વર એટલે જગતનો સૃષ્ટિ કર્તા ઇશ્વર સમજાતો નથી, પરંતુ વેદના મત્ પ્રમાણે ઇશ્વર એ સૃષ્ટિકર્તા જણાય છે. વેદનો મત એ છે કે જ્યારે જગત્માં આવસ્યકતા (અધર્મ-અવ્યવસ્થાને લીધે) જોવામાં આવે છે ત્યારે જગત્માં અવસ્ય એક ઇચ્છા-શક્તિનો વિકાશ થાય છે.

યોગીજનોએ ઇશ્વરનું અસ્તિત્વ સ્થાપવા માટે એક નૂતન પ્રકારની યુક્તિ રચી છે. તેઓ કહે છે કે:

**तत्र निरतिशयं सर्वज्ञत्वबीजम् ॥ २५ ॥**

**સૂત્રાર્થ**: અન્ય મનુષ્યોમાં સર્વજ્ઞતાના જે બીજ હોય છે તેના કરતાં (ઇશ્વર) માં તે નિરતિશય અર્થાત્ અનન્ત રૂપે હોય છે.

વ્યાખ્યા: મનને અતિ મહાન્ અને અતિ ક્ષુદ્ર, એ બે ભાવનાની અંદર ભ્રમણ કરવું પડે છે. તમે અવસ્ય સીમાબદ્ધ દેશનો વિષય વિચારી શકો પરંતુ તેનો વિચાર કરતાં જ, તેની સાથે તમારે અનન્ત દેશનો પણ વિચાર કરવો પડશે. નેત્રો બંધ કરી એક ક્ષુદ્ર દેશનો વિચાર કરો. એટલે તમે જોઇ શકશો કે: જે સમયે તમે તે ક્ષુદ્ર દેશ રૂપી ક્ષુદ્ર કુંડાળું જોઇ શકો છો તેજ ક્ષણે તેની ચારે દિશામાં અનન્ત વિસ્તૃત એક બીજું કુંડાળું પણ જોવામાં આવે છે. કાળ (સમય) સંબંધી પણ એવું જ સમજવું. ધારો કે તમે એક ક્ષણ સમય સંબંધી વિચાર કરો છો તે સાથે

જ તમારે અનન્ત સમય સંબંધી વિચાર કરવો જ પડશે. જ્ઞાન સંબંધી પણ એ પ્રમાણે જ સમજવું. મનુષ્યમાં કેવળ જ્ઞાનની બીજ-ભાવના છે. પરંતુ એ ક્ષુદ્ર જ્ઞાન સંબંધી વિચાર કરતાં જ તેની સાથે જ અનન્ત જ્ઞાન જોવામાં આવશે. અર્થાત્ તે સંબંધી પણ એની મેળે જ વિચાર થઇ જશે, એટલે આપણા પોતાના મનના બંધારણ ઉપરથી જ સારી પેઠે ખાત્રી થાય છે કે: એક અનન્ત જ્ઞાન વિદ્યમાન છે. યોગીજનો તે અનન્ત જ્ઞાનને જ-જ્ઞાન વાળા પુરૂષને જ-ઈશ્વર કહે છે.

**स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥ २६ ॥**

**સૂત્રાર્થ:**—તે પૂર્વ-પૂર્વ (પ્રાચીન) ગુરૂઓનો પણ ગુરૂ છે કારણ કે તે કાળ દ્વારા સીમાબદ્ધ નથી.

વ્યાખ્યા:—આપણા અંતઃકરણમાં જ સર્વ જ્ઞાન ભરેલું છે, પરંતુ એક અન્ય જ્ઞાન દ્વારા તેને ઉત્તેજિત કરવું જોઇએ. જાણવાની શકિત આપણા અંતરમાં જ છે ખરી પરંતુ તેને ઉત્તેજિત કરવી જોઇએ. યોગીજનો કહે છે કે: " એ જ્ઞાનનો વિકાશ, કેવળ અન્ય લોક (મનુષ્યના-ગુરૂના) જ્ઞાનની સહાયતાથી જ સમ્ભવિત છે. જડ, અચેતન ભૂત, (અથવા અજ્ઞાની મનુષ્યો) કદી પણ જ્ઞાનનો વિકાશ કરી શકતાં નથી. કેવળ (ગુરૂના) જ્ઞાનની શકિતથી જ (શિષ્યના) જ્ઞાનનો વિકાશ થઇ શકે છે. અમારા અંતરૂમાં જે જ્ઞાન છે તેના વિકાશને માટે જ્ઞાનિજન (ગુરૂદેવ) સદા સર્વદા અમારી સંગતિમાં હતા-અમે તેમનાથી ક્ષણ પણ વિખુટા પડયા નહતા. માટે જ એવા જ્ઞાની ગુરૂની સર્વને-સર્વદા આવશ્યકતા જ છે. સતસંગ પણ એને જ કહે છે. જેણે સતને જાણ્યું છે-જે સતમાં વિચરે છે તેવા જ સત પુરૂષનો સંગ-એનું નામ

સતસંગ છે. ગુરૂ એજ સત્ છે. જે સંસાર બંધનમાંથી મુકત થવાનું જ્ઞાન આપે છે, વારંવાર ઇશ્વરની દિશામાં લઇ જાય છે તેજ સત્ અને તેજ ગુરૂ પૂજવા યોગ્ય છે. તેવા સત્ ગુરૂને લીધે જ અનેક જીવો ભવસાગર પાર તરી ગયા છે, તે પુનઃ દેખાતા નથી. તે અમર થઇ ગયા છે. તેમણે જ અમર પ્યાલો પીધો છે, જે જે મુક્ત પુરૂષો, સત્-જ્ઞાની પુરૂષો થઈ ગયા છે તે એવા સત્ ગુરૂને પ્રતાપે જ. જગત્ કદી પણ એવા સત્-આચાર્ય-સત્ ગુરૂ વગરનું થયું નથી. કોઇ પણ જ્ઞાન તેમની સહાયતા સિવાય પ્રાપ્ત થઇ શકતું નથી. ઇશ્વર એ સર્વ ગુરૂઓનો ગુરૂ છે. કારણ કે, એવા સર્વ ગુરૂઓ ગમે તેટલા ઉન્નતિ પામ્યા હોય તો પણ તેઓ દેવતા હોય કે સ્વર્ગ-દૂત હોય તોપણ તે સર્વ બદ્ધ અને કાલદ્વારા સીમા બદ્ધ હતા. પરંતુ ઇશ્વર તો કાલદ્વારા બદ્ધ નથી. યોગીજનોના એ ખાસ સિદ્ધાન્ત એ છે કેઃ પ્રથમ સાન્ત વસ્તુનો વિચાર કરતાં જ મનને અનન્ત વસ્તુનો વિચાર કરવાની ફરજ પડશે. વળી માનસિક સાક્ષાત્ અનુભવની એક દિશા સત્ય હોય તો તેની બીજી દિશા પણ સત્ય જ હોવી જોઇએ. કારણ કે, એ બન્ને જ્યારે એક જ મનનો સાક્ષાત અનુભવ છે ત્યારે બન્ને અનુભવનું મૂલ્ય એક સરખું જ હોવું જોઇએ. મનુષ્યને અલ્પ જ્ઞાન છે અર્થાત્ મનુષ્ય અલ્પજ્ઞ છે એ ઉપરથી જ સમજી શકાય છે કેઃ ઇશ્વિરમાં અનન્ત જ્ઞાન છે. ઇશ્વર અનન્ત જ્ઞાનસમ્પન્ન છે. જો આપણે એ બે અનુભવ-માંથી એકને ગ્રહણ કરીએ તો બીજાને શામાટે ગ્રહણ ન કરવો ? યુક્તિ તો કહે છે કેઃ ઇચ્છા હોય તો બન્નેને ગ્રહણ કરો નહિં તો બન્નેનો ત્યાગ કરો. જો આપણે માની લઇએ કેઃ મનુષ્ય અલ્પ જ્ઞાનસમ્પન્ન છે તો આપણે અવશ્ય સ્વીકારવું પડશે કેઃ તેની પાછળ એક અસીમ જ્ઞાન સમ્પન્ન પુરૂષ છે. દ્વિતીય સિદ્ધાંત

એ છે કે: ગુરૂ વિના કોઇ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થતું જ નથી. વર્તમાન કાલના દાર્શનિક વિદ્વાનો કહે છે કે: મનુષ્યને તેના અંતરૂમાંથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે. એ સત્ય છે કે, સર્વ જ્ઞાન મનુષ્યના અંતરૂમાં સમાયલું છે ખરૂં પરંતુ એ જ્ઞાનના વિકાશને માટે તેને યોગ્ય અનુકૂલ હોય એવી અવસ્થાનું પ્રયોજન છે. બીજમાં વૃક્ષ સમાયલું છે ખરૂં પણ તેના વિકાશ માટે ઉત્તમ પ્રકારના માળીનું જ પ્રયોજન હોય છે તેમ મનુષ્યનું ગુપ્ત રહેલું, નિદ્રાવસ્થામાં પડેલું–કહો કે: અવિકશિત દૈવી–જ્ઞાનને જાગૃત કરવા માટે, તેને વિકસાવવા માટે, એક ગુરૂની આવસ્યકતા છે. ગુરૂ સિવાય આપણને કોઇ પણ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થશે નહિં એ નિશ્ચય માનવું. આ સ્થળે પ્રશ્ન થશે કે: કદાચ મનુષ્ય, દેવ અથવા સ્વર્ગવાસી કોઇ દૂત આપણો ગુરૂ થાય તો તે સર્વે જીવન--મરણશીલ, સીમાબદ્ધ છે. તેમના પહેલાં તેમના ગુરૂ કોણ હતા ? ઉત્તરમાં કહેવાની ફરજ પડે છે કે: તેમને માટે એક એવા ગુરૂ હોય છે કે કાલદ્વારા સીમાબદ્ધ નથી અને અવચ્છિન્ન નથી. તેજ એક અનન્ત--જ્ઞાન--સમ્પન્ન ગુરૂ, કે જેને આદિ નથી અને અન્ત પણ નથી. તેને જ–તે ગુરૂને જ ઇશ્વર કહે છે. તે જ તેમને. જ્ઞાન--દાન દેતા હોય છે !

**तस्य वाचकः प्रणवः ॥ २७ ॥**

**સૂત્રાર્થ:** પ્રણવ અર્થાત્ ૐકાર એજ તેનો પ્રકાશક છે.

વ્યાખ્યા: તમારા મનમાં જે કાંઇ ભાવના હોય છે તેને પ્રકટ કરવા માટે અમુક શબ્દો હોય છે. એ શબ્દ અને ભાવનાને જુદાં પાડી શકાતાં નથી. એકજ વસ્તુના બાહ્ય વિભાગને શબ્દ અને તેના અંતર ભાગને વિચાર અથવા ભાવના કહેવામાં આવે છે. કોઇ પણ મનુષ્ય, વિચારને શબ્દથી પૃથક્ કરી શકે એમ નથી. કેટલાંક મનુષ્યો

એકત્ર બેસી, કઇ ભાવના માટે કયા શબ્દનો પ્રયોગ કરવો જોઇએ એ સંબંધી નક્કી વિચાર કરતાં કરતાં જ ભાષાની ઉત્પત્તિ થઇ છે, એવો અનેક મનુષ્યોનો અભિપ્રાય છે. પરંતુ એ અભિપ્રાય ભ્રમાત્મક છે એવું સાબિત થયું છે. જેટલા સમયથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે તેટલા સમયથી શબ્દ અને ભાષા, એ બન્નેની ઉત્પત્તિ થઇ છે. પ્રશ્ન થાય છે કેઃ એક ભાવના અને એક શબ્દનો પરસ્પર સંબંધ શો છે? જો કે આપણે એક ભાવના સાથે એક શબ્દનો અવિચ્છિન્ન સંબંધ જોઇ શકીએ છીએ તથાપિ એક જ પ્રકારના શબ્દો દ્વારા એક જ પ્રકારની ભાવના પ્રકટ થાય છે એમ નથી. અનેક જૂદા જૂદા દેશમાં ભાવના એક પ્રકારની હોઇ શકે પરંતુ તેને માટે ભાષા–શબ્દો–જૂદા જૂદા હોય છે. પ્રત્યેક ભાવના પ્રકટ કરવા માટે અવસ્ય જૂદા જૂદા શબ્દોનું પ્રયોજન છે, પરંતુ એ શબ્દો એક જ પ્રકારના ઉચ્ચારવાળા હોય એવું કાંઇ પ્રયોજન નથી. અવશ્ય જૂદી જૂદી જાતિઓમાં ભિન્ન ભિન્ન ઉચ્ચારવાળા શબ્દોનો ઉપયોગ થવો જોઇએ. તે માટે જ પતંજલિના ભાષ્યકારે કહ્યું છે કેઃ " જો કે ભાવના અને શબ્દનો પરસ્પર સંબંધ સ્વાભાવિક છે પરંતુ એક શબ્દ અને એક ભાવનામાં તદ્દન અનતિક્રમણીય સંબંધ રહેશે એ સમજાતું નથી." સમસ્ત શબ્દો જૂદા જૂદા હોય છે ખરા, તથાપિ શબ્દ અને ભાવનાનો પરસ્પર સંબંધ હોવો એ સ્વાભાવિક છે. વાચ્ય અને વાચકની વચમાં યથાર્થ સંબંધ હોય તો જ ભાવ અને શબ્દમાં પરસ્પર સંબંધ છે એમ કહી શકાય. તેમ ન હોય તો તે વાચક શબ્દ કદી પણ સર્વ મનુષ્યોના વ્યવહારમાં લઇ શકાય નહિં. વાચક એ વાચ્ય પદાર્થનો પ્રકાશક છે. જો તે વાચ્ય વસ્તુનું પૂર્વેથી જ અસ્તિત્વ હોય અને જો આપણે પુનઃ પુનઃ પરીક્ષા દ્વારા જોઇ

શકીએ કેઃ એવા એક શબ્દે અમુક વસ્તુને અનેક વાર સમજાવી છે તો તેમ થવાથી આપણે સમજી શકીએ કે એ વાચ્ય અને વાચકની વચમાં કોઇ એક પ્રકારનો યથાર્થ સંબંધ છે. જો એ પદાર્થો વર્તમાન ન હોય તો હજારો મનુષ્યો તેના વાચક દ્વારા જ તેમનું જ્ઞાન પ્રાપ્ત કરી શકશે. વાચ્ય અને વાચકની વચમાં સ્વાભાવિક સંબંધ હોવો વિશેષ આવશ્યકતું છે. તેમ હોવાથી જ્યારે એ વાચક શબ્દનો ઉચ્ચાર કરશે તેજ સમયે તે એજ વાચ્ય પદાર્થનો વિષય મનમાં ઉત્પન્ન કરી દેશે. પાતંજલ દર્શનનો ભાષ્યકાર કહે છે કેઃ "ૐકાર એ ઇશ્વર વાચક શબ્દ છે." એ કથન ઉપર ભાષ્યકારને એટલો ભાર મૂકવાનું કારણ શું? "ઇશ્વર" એ ભાવના સમજાવવા માટે તો સેંકડો શબ્દો રચાયા છે. એક ભાવનાની સાથે હજારો શબ્દનો સંબંધ સંધાયલો છે. સેંકડો શબ્દો સાથે "ઇશ્વર" ભાવનાનો સંબંધ સંધાયો છે. તેમાંનો પ્રત્યેક શબ્દ ઇશ્વર–વાચક થઇ શકે. વારૂ, તેમ કરીએ, પરંતુ એમ હોવા છતાં પણ એ સર્વે શબ્દોમાંથી પણ એક સાધારણ શબ્દ શોધી કાઢવો જોઇએ. એવા સર્વ વાચકોની એક સાધારણ ભૂમિ હોવી આવશ્યક છે, અને જે વાચક શબ્દ સર્વેને માટે સાધારણ વાચક થઇ શકે તેજ વાચક શબ્દ જ સર્વ શ્રેષ્ઠ રૂપે જાણવામાં આવશે અને તેજ વાસ્તવિક તેનો યથાર્થ વાચક થશે. કોઇ પણ શબ્દનો ઉચ્ચાર કરતી વખતે આપણે કણ્ઠનળી અને તાલુનો, શબ્દોચ્ચારના આધાર સ્વરૂપ ઉપયોગ કરીએ છીએ. શું એવો કોઇ ભૌતિક શબ્દ છે કેઃ જે અન્ય સર્વ શબ્દોને પ્રકટ કરી શકે? હા, માત્ર ૐ એજ એક શબ્દ એવો છે. એજ સર્વ શબ્દોના મૂળ પાયા સ્વરૂપ છે. એનો પ્રથમ અક્ષર "અ" એ સર્વ શબ્દોનું મૂળ છે. એજ સર્વ શબ્દોની કુંચી

જેવો છે. એ "अ" ઉચ્ચાર કરતાં જીહ્વા અને તાલુના કોઇ વિભાગને સ્પર્શ નહિં થતાં જ બોલાય છે. "म" વર્ગીય સર્વ શબ્દનો છેલ્લો શબ્દ છે. એનો ઉચ્ચાર કરતાં બે હોઠ બંધ કરવા પડે છે અને "उ" એ શબ્દ જિહ્વા-મૂળથી તે મુખના મધ્યમાંથી છેક છેલ્લી સીમા સુધી જાણે પ્રસરી જાય છે. આ પ્રમાણે ૐ શબ્દ દ્વારા સર્વે શબ્દોચ્ચાર વ્યાપાર પ્રકટ થાય છે. તેથી જ તે સ્વાભાવિક વાચક શબ્દ—એજ સર્વ જૂદા જૂદા શબ્દોની જનની-માતા જેવો છે. જેટલા પ્રકારના શબ્દો હોઇ શકે તે સર્વ શબ્દનો સૂચક છે. આ સર્વ અનુમાન--મીમાંસા બંધ કરી દઇએ તો પણ એ ૐકાર જ એક માત્ર ઇશ્વર-વાચક છે એનાં અન્ય કારણો પણ છે. ભારતવર્ષમાં જેટલા પ્રકારની ભિન્ન ભિન્ન ધર્મ-ભાવના છે તે સર્વેએ એજ ૐકારનો આશ્રય ગ્રહણ કર્યો છે. હવે વિચારીએ કે: એની સાથે અમેરિકા, ઈંગ્લેંડ અને અન્ય દેશોનો કેવો સંબંધ છે? એનો ઉત્તર એ છે કે: સર્વ દેશમાં ઉપરોક્ત ૐકારનો વ્યાપાર ચાલી શકે, કારણ એ છે કે: "ભારતવર્ષમાં જેટલી ભિન્ન ભિન્ન ધર્મ-ભાવનાનો વિકાશ છે તે સર્વ સ્થળે ૐકારનું રક્ષણ થયું છે, અને તે ઇશ્વર સંબંધી ભિન્ન ભિન્ન ભાવના સમજાવવાને માટે જ વપરાય છે. અદ્વૈતવાદી, દ્વૈતવાદી, દ્વૈતાદ્વૈતવાદી, ભેદવાદી, એટલું જ નહિં પણ નાસ્તિકો સુદ્ધાં એજ ૐકારનું અવલંબન કરતા હતા. માનવજાતિની જેટલા પ્રકારની ધર્મ ભાવનાઓ છે તે સર્વેનો સૂચક એજ ૐકાર છે. અંગ્રેજી શબ્દ "ગૉડ" છે. એનાથી કેવળ સીમાબદ્ધ કેટલીક ભાવનાઓ સમજાય છે. જો એજ શબ્દ દ્વારા, એનાથી જૂદી કોઈ ભાવના તમારે સમજાવવાની ઇચ્છા હોય તો તમારે એની સાથે કોઇ એક વિશેષણ ઉમેરવું પડશે. જેમ કે: (Personal

God) સગુણ બ્રહ્મ, ( Impersonal--God ) નિર્ગુણ-બ્રહ્મ અને ( Absolute--God ) પૂર્ણબ્રહ્મ વગેરે અન્ય સર્વ ભાષાઓમાં ઇશ્વર-વાચક જે સર્વે શબ્દો રચાયા છે તેના સંબંધમાં પણ એવું જ છે. તે સર્વે ભાષાના, સર્વે શબ્દો અતિ સીમા-બદ્ધ ભાવનાને જ લક્ષ્ય કરી રહે છે, પરંતુ ૐ એ શબ્દમાં ઉપરોક્ત સર્વ પ્રકારની ભાવનાઓ સમાયલી છે અર્થાત્ તેની સાથે કોઇ પણ વિશેષણનો સંબંધ કરવો પડશે નહિ. એ એક જ શબ્દનો ઉચ્ચાર થતાં જ ઇશ્વરનું જ્ઞાન થાય છે. માટે જ કહેવું પડશે કેઃ તે શબ્દ સર્વેએ ગ્રહણ કરવો આવશ્યક છે.

**तज्जपस्तदर्थभावनम् ॥२८॥**

**સૂત્રાર્થઃ** એ ૐકારનું પુનઃ પુનઃ ઉચ્ચારણ અને તેના અર્થનું ધ્યાન કરવું ( એજ સમાધિ-સ્થિતિ પ્રાપ્ત કરવાનો એક માત્ર ઉપાયછે.)

વ્યાખ્યાઃ આ સ્થળે પ્રશ્ન થાય છે કેઃ એ ૐકાર ( પ્રણવ )નો પુનઃ પુનઃ અભ્યાસ અથવા તેનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કરવાની આવશ્યકતા શી છે? અવસ્ય, સંસ્કાર વિષયક મતવાદનું અમને સ્મરણ છે. સર્વ સંસ્કારની સમષ્ટિ અમારા મન ઉપર અવસ્થિત છે. અનેક સંસ્કારો અમારા મનમાં નિવાસ કરી રહ્યા છે. તેઓ ક્રમશઃ અતિશય સૂક્ષ્મ થઇ જાય છે તેમ છતાં પણ તે મનમાં જ નિવાસ કરી રહે છે. તેને ઉત્તેજન મળે એવું કારણ ઉપસ્થિત થતાં જ તે સંસ્કારો જાગ્રત થઇ જાય છે અને ધીમે ધીમે તેનો વિકાશ થઇ જાય છે. ધીમે ધીમે તેઓ મ્હોટું રૂપ ધારણ કરે છે. અણુઓનાં કમ્પન કદી પણ નિવૃત્ત થતાં નથી. જે સમયે આ સર્વ જગત્નો નાશ થશે, તે સમયે સર્વ મ્હોટાં મ્હોટાં કમ્પનો અથવા સર્વ પ્રવાહ નાશ પામશે. સૂર્ય, ચન્દ્ર, તારા, પૃથિવી, એ સર્વેનો લય થઇ

જશે. પરંતુ પરમાણુઓમાં જે કમ્પનો પૂર્વે હતાં તે વિદ્યમાન રહેશે. આ મ્હોટાં મ્હોટાં બ્રહ્માણ્ડોમાં જે કાર્ય થાય છે, તે કાર્ય પ્રત્યેક પરમાણુ સાધ્ય કરશે. બાહ્ય વસ્તુઓ સંબંધી જે પ્રમાણે કહેવામાં આવ્યું છે તેજ પ્રમાણે ચિત્ત સંબંધી પણ સમજવું. ચિત્તના અંતરૂ-માંના સર્વ કમ્પનો અપ્રકટ રહેશે ખરાં, પરંતુ પરમાણુઓના કમ્પ-નની પેઠે જ તેમની સૂક્ષ્મ ગતિ પણ અખણ્ડિત રહેશે. ઉત્તેજક કારણ પ્રાપ્ત થતાં જ તેઓ પુનઃ પ્રકટ થશે. અભ્યાસ એટલે શું તે હવે સમજીએ. આપણા ચિત્ત ઉપર જેટલા ધર્મ-સંસ્કારો પડયા છે, તે સર્વને વિશેષ રૂપે ઉત્તેજિત કરવામાં પ્રધાન સહાયક એનું નામ અભ્યાસ. **क्षणमिह सज्जन संगतिरेका । भवति भवति भवार्णव तरणे नौका ॥** ક્ષણ માત્ર પણ જો સાધુસંગ, સત્સંગ, કરીએ તો તે ભવસમુદ્રમાંથી પાર થઇ જવાની નૌકા જેવો છે. અર્થાત્ જેને ભવરૂપી ભયંકર સમુદ્ર તરવાની ઇચ્છા હોય તેણે હમેશાં સાધુસંગ, સત્સંગ કરવો જોઇએ. સાધુસંગ-સત્સંગનું એટલું બધું માહાત્મ્ય છે. સત્સંગમાં એટલી બધી અલૌકિક શક્તિ છે ! આ તો બાહ્ય સાધુસંગ-સત્સંગ-ની વાત થઇ, પરંતુ આંતરિક સત્સંગનું પણ એટલું જ-મહાન્ સામર્થ્ય છે. પ્રથમ ૐકારનું માહાત્મ્ય-એનો અર્થ વગેરે સારી પેઠે જાણી લેવું. એ એવી રીતે જાણવું કેઃ હૃદય પટ ઉપરથી ભૂંસાય કે ભુલાય નહિં, અને પછી ૐનું ઉચ્ચારણ-વારંવાર તેનો જ જપ કરવો, અને તેનો અર્થ સમજતા જવું. એનું જ નામ આંતર -સાધુસંગ-સત્સંગ કરવો એ છે. ગુરૂદ્વારા ૐકારનો અર્થ-માહાત્મ્ય જાણવું અને તેમની સંગતિ સાથે જ તેનો જપ કરવો. ગુરૂદેવ, સાધુઓ કહે છે કેઃ ભવસાગર તરી પાર ઉતરવો છે ? જીવનમુક્ત થવું છે ? જન્મમરણના દુઃખથી છુટવું છે ? જો

તેવી ઇચ્છા હોય તો ૐકારનું માહાત્મ્ય જાણો અને તે સાથે ઉચ્ચારિત શબ્દના અર્થનું ધ્યાન ધરો. તેમ કરવાથી હૃદયમાં જ્ઞાનરૂપી પ્રકાશ ઉત્પન્ન થશે અને આત્મા પ્રકટ થઈ અર્થાત્ **આત્મજ્યોતિ** પ્રકટશે અને **આત્મદર્શન** થશે.

પરંતુ જેમ "ૐ" એ શબ્દનો વિચાર કરવો પડશે તે સાથે જ તેના અર્થનો પણ વિચાર કરવો પડશે. અસત્ સંગ ત્યાગ કરવો, કારણ કેઃ જૂના ઘાના ચિહ્નો હજી પણ તમારા શરીર ઉપર પડી રહ્યાં છે. અસત્ સંગ રૂપી તાપ જઇને તેના ઉપર પડે છે તેજ ક્ષણે તે સર્વ ઘા પૂર્વની પેઠે બળપૂર્વક દેખાવ દે છે અર્થાત્ પૂર્વની પેઠે જ તેમાં દુઃખ ઉત્પન્ન થાય છે. એ ઉદાહરણ ઉપરથીજ સમજી શકાશે કેઃ આપણા અંતઃકરણમાં જે ઉત્તમ સંસ્કાર પૂર્વથી પડેલા છે, તે સર્વ અત્યારે અવ્યક્ત ભાવ ધારણ કરી રહ્યા છે ખરા પરંતુ સતસંગ થતાં જ તે સર્વ પુનઃ જાગ્રત થઇ ઉઠશે–વ્યક્તભાવ ધારણ કરશે. જગતમાં સતસંગ કરતાં વિશેષ પવિત્ર બીજું કાંઇ નથી, કારણ કે કેવળ માત્ર સતસંગ થવાથી જ પૂર્વના સર્વ શુભ સંસ્કારો જાગ્રત થવાનો સુયોગ ઉપસ્થિત થાય છે અને સતસંગથી જ આપણી ચિત્તવૃત્તિ પવિત્ર થઇ, આપણે સત્ તરફ દોરવાઇએ છીએ. ઇશ્વરાવતાર શ્રી રામચંદ્રજી વારંવાર ગુરૂદેવ વાસિષ્ઠ ઋષિનો, શ્રી કૃષ્ણ ભગવાન વારંવાર ગુરૂદેવ શાંડિલ ઋષિનો અને જનકપૂરના જનક મહારાજ વારંવાર પોતાના ગુરૂદેવ અષ્ટાવક્ર ઋષિનો સતસંગ કરતા. તેઓ એક ક્ષણ પણ સતસંગ વિના રહી શકતા નહિં. જેમ હોકાયંત્રની માછલીનું મુખ ઉત્તર દિશામાં રહે છે, જેમ પતિવ્રતા સ્ત્રીનું મન પતિમાં રહે છે, જેમ ચાતકનું ચિત્ત વર્ષાબિંદુ તરફ રહે છે તેજ પ્રમાણે મુક્તિની ઇચ્છાવાળા મુમુક્ષુ જીવાત્માનું

ચિત્ત સત્સંગમાં હોય છે. એવા પુરૂષો સત્સંગ વિના કદી પણ રહી શકતા નથી. વાસનાથી ઘેરાયલા, લોભ–મોહ આદિથી બંધાયલા જીવોને સત્સંગ વહાલો લાગતો નથી, ત્યારે તેમને માટે અનેક ક્લેશ-કંકાશ રૂપી આસુરો ઉભા જ હોય છે; પરંતુ દૈવી જીવો સત્સંગનો મહિમા જાણતા હોવાથી તેઓ પૂર્વના શુભ સંસ્કારોના ઉદય માટે સત્સંગ કરતા જ રહે છે.

**ततः प्रत्यक् चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥ २९ ॥**

**સૂત્રાર્થ:** એનાથી (શુભ સંસ્કારોદયથી) અન્તર્દષ્ટિ પ્રાપ્ત થાય છે, અને સર્વ યોગ–વિઘ્નોનો નાશ થાય છે.

વ્યાખ્યા: ૐકાર જપ અને તેના વિચારનું પ્રથમ ફળ તો એ જ જોવામાં આવશે કે: ક્રમશઃ દષ્ટિ વિકશિત થશે અને માનસિક અને શારીરિક યોગ–વિઘ્નો દૂર થતાં જશે. આ સમયે પ્રશ્ન એ થાય છે કે: યોગ–વિઘ્નો એટલે શું?

**व्याधिस्त्यान संशय प्रमादालस्याविरति भ्रान्ति–दर्शनालब्ध भूमिकत्वाऽनवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ॥ ३० ॥**

**સૂત્રાર્થ:** રોગ, માનસિક જડતા, સન્દેહ, ઉદ્યમ રહિતતા, આલસ્ય, વિષયતૃષ્ણા, મિથ્યા અનુભવ, એકાગ્રતા પ્રાપ્ત ન થવી, એ –યોગ–અવસ્થા પ્રાપ્ત થવા છતાં પણ તેમાંથી પતિત થવું; આ સર્વે ચિત્ત વિક્ષેપકર, અન્તરાય, વિઘ્નો છે.

વ્યાખ્યા: પ્રથમ વ્યાધિ—જીવનને પેલે પાર જવાની ઇચ્છા હોય તો આ શરીર એ જ પેલે પાર જવાની નૌકાસ્વરૂપ છે. એને નિરોગી–સબળ–રાખવા માટે વિશેષ યત્ન કરવો પડશે. વ્યાધિ–ગ્રસ્ત શરીરવાળાઓ યોગ સાધના કરી શકે નહિ. માનસિક જડતા ઉત્પન્ન

થાય તો યોગ સંબંધીનો પ્રબળ પ્રેમ તદ્દન નષ્ટ થઇ જાય અને તેમ થવાથી યોગ-સાધન કરવા માટે જે દૃઢ એકાગ્રતા, સંકલ્પ અને શક્તિની આવશ્યક્તા છે તેમાંનું કંઇ પણ રહે નહિં. એ સંબંધી આપણો વિચાર-જનિત વિશ્વાસ અથવા શ્રદ્ધા ગમે તેટલી હોય તો પણ જ્યાં સુધી સાધકને દૂર દર્શન, દૂર શ્રવણ આદિ અલૌકિક વિષયોનો અનુભવ થતો નથી ત્યાં સુધી એ વિદ્યાની સત્યતા પ્રત્યે અનેક પ્રકારના સંશયો ઉત્પન્ન થાય છે. જ્યારે એ અલૌકિક વિષયોમાંથી એક પછી એકનો સાધકના હૃદયમાં આભાસ થાય છે ત્યારે તેનું મન ખૂબ દૃઢ થાય છે અને તેમ થવાથી સાધકને સાધન માર્ગમાં આગળ વધવાનો ઉમંગ થાય છે, અર્થાત્ તે સાધન માટે પરિશ્રમ ઉઠાવે છે. સાધન સમયે એક સ્થિતિ એવી આવે છે કે જે સમયે તમે અભ્યાસ કરતા હો છો, તે સમયે મન ઉત્તમ પ્રકારે એકાગ્ર અને સ્થિર થવા માંડે છે અને તમે એમ પણ સમજી શકો છો કેઃ હું સાધન-માર્ગમાં ખુબ આગળ વધ્યું છું-મ્હારી ઉન્નતિ થઇ રહી છે, પરંતુ એકાએક પ્રારબ્ધવશાત્-કોઇ કારણવશાત્-તમારી ઉન્નતિનો પ્રવાહ બંધ થઇ જાય છે. તમે કારણ સમજ્યા વગર જ જોયું કેઃ એકાએક ઉન્નતિનો પ્રવાહ બંધ થઈ ગયો છે. જેમ વહાણ કોઈ ખડક ઉપર ચઢી જતાં તે ચાલી શકતું નથી તેજ પ્રમાણે તમારૂં પણ થઇ જાય છે. પરંતુ એવી અવસ્થામાં પણ તમે પ્રયત્ન કરતા રહેશો તો જ તમે સફળ થશો. એવી અવસ્થામાં નિરાશ નહિ થતાં આશાસહિત યોગ-સાધન કરતા રહેજો. એ પ્રમાણે વારંવાર ઉઠતાં-પડતાં જ તમે ક્રમે ઉન્નતિ પ્રાપ્ત કરી શકશો, અને અવસ્ય ધારેલે ધ્યેયે પહોંચી શકશો-તમે યોગસિદ્ધિ પ્રાપ્ત કરશો.

**दुःखदौर्मनस्यांगमेजयत्व श्वासप्रश्वासविक्षेप-सहभुवः ॥३१॥**

**સૂત્રાર્થ:** દુઃખ; મનભંગ, શરીર કમ્પાયમાન થવું, અનિયમિત શ્વાસપ્રશ્વાસ, એ સર્વ એકાગ્રતાના અભાવની સાથે સાથે જ ઉત્પન્ન થાય છે.

વ્યાખ્યા: જે સમયે એકાગ્રતાનો અભ્યાસ કરવામાં આવે છે તે સમયે તેની સાથે જ મન પણ સમ્પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરે છે. જ્યારે યોગ્ય માર્ગે સાધન કરવામાં ન આવે, ચિત્ત જ્યારે રીતિ પ્રમાણે વશ ન રહે ત્યારે જ એ વિઘ્નો ઉપસ્થિત થાય છે. પરંતુ ૐકારનો (યથાવિધિ) જપ અને ઇશ્વર પ્રત્યે આત્મસમર્પણ કરવામાં આવે તો તેમ કરવાથી મન દૃઢ થાય છે (મન વશ થાય) અને નૂતન બળ ઉત્પન્ન થાય છે. સાધન માગમાં પ્રવેશેલા પ્રત્યેક સાધકને એવું સ્નાયવીય ચાંચલ્ય ઉત્પન્ન થાય છે. તે તરફ ધ્યાન નહિ આપવું અને સાધનની ક્રિયાઓમાં આગળ વધતાં જવું એ જ સાધકનો ખરો ધર્મ છે. સાધન કરતાં કરતાં જ એવા સર્વ વિઘ્નો દૂર થઇ જશે અને આસન સ્થિર થશે.

**तत् प्रतिषेधार्थ मेकतत्वाभ्यासः ॥ ३२ ॥**

**સૂત્રાર્થ:** એના નિવારણને માટે માત્ર તત્ત્વ (જ્ઞાન)નો અભ્યાસ કરવાની આવશ્યક્તા છે.

વ્યાખ્યા: સાધકે કેટલોક સમય કોઇ પણ એક વિષય પ્રત્યે વિચાર કર્યા કરવાથી પૂર્વોક્ત વિઘ્નો દૂર થઇ જશે અર્થાત્ વારંવાર તે જ એક વિષયમાં મન, વાણી, કર્મ, ચિત્ત, બુદ્ધિ સર્વને રોકી રાખવાં. જે વિષય સાધકને સાધનમાં ઉપયોગી હોય તેવો વિષય તેણે પસંદ કરવો. જો કે આ ઉપદેશ આ સ્થળે સાધારણરૂપે કહેવામાં આવે છે, પરંતુ હવે પછીના સૂત્રોમાં એ ઉપદેશ વિસ્તૃત રૂપે કહેવામાં આવશે. એક જ પ્રકારનો અભ્યાસ સર્વને માટે લાભકારક

થઇ પડે નહિં માટે જ નાના પ્રકારના ઉપાયો સંબંધી કથવામાં આવ્યું છે. તેમાંથી પ્રત્યેક સાધકે પોતાને પસંદ પડે તે ગ્રહણ કરી લેવો.

**मैत्री करुणा मुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्य विषयानां भावनातश्चित प्रसादनम् ॥ ३३ ॥**

**સૂત્રાર્થ:** સુખ, દુઃખ, સત્, અસત એ ભાવનાઓ પ્રત્યે ક્રમાનુસાર બન્ધુતા, દયા, આનન્દ અને ઉપેક્ષા, એવી ભાવનાઓ ધારણ કરવાથી ચિત્ત પ્રસન્ન રહે છે.

વ્યાખ્યા: આપણામાં એ ચાર પ્રકારની ભાવનાઓ હોવી જોઇએ અને તેની અતિ આવશ્યક્તા છે. આપણે સર્વ પ્રાણી માત્ર પ્રત્યે બન્ધુત્ત્વ રાખવું, દીનજનો પ્રત્યે દયાવાન્ થવું, લોકોને સત્ કર્મ કરતાં જોઇને સુખી થવું અને અસત્ કર્મ કરનારાં મનુષ્યો પ્રત્યે ઉપેક્ષા દર્શાવવી આવશ્યક છે, અર્થાત્ તેના તરફ બેદરકારી બતાવવી જોઇએ. આ પ્રમાણે જેટલા પ્રકારના વિષયો આપણા સન્મુખ આવે તે સર્વ પ્રત્યે આપણે એવી જ (શુભ) ભાવનાઓ ધારણ કરવી આવશ્યક છે. આપણી સમ્મુખ આવતો વિષય આપણને સુખકર જણાતો હોય તો તેના પ્રત્યે બન્ધુતા અર્થાત્ અનુકૂળ ભાવ ધારણ કરવો જોઇએ. એ જ પ્રમાણે કોઇ દુઃખકર વિષય–દુઃખકર બનાવ–આપણા વિચારનો વિષય થઇ પડે તો આપણું અંતઃકરણ તેના પ્રત્યે કરૂણા અથવા દયાર્દ્ર ભાવવાળું થવું જોઇએ. જો તે કોઇ શુભ વિષય હોય તો આપણે આનન્દ પામવો જોઇએ, અને અસત્ વિષય હોય તો તે વિષય પ્રત્યે ઉદાસીન રહેવું શ્રેષ્ટ છે. ભિન્ન ભિન્ન વિષયો પ્રત્યે મનની એવી ભાવનાઓ થવાથી મન શાન્ત થઇ જશે. આપણે નિત્ય નાના પ્રકારની ગડબડ અને ધાંધલ તથા અશાંતિમાં

પડીએ છીએ તેનું કારણ એ છે કે, આપણે મનમાં એવી ભાવનાઓ ધારણ કરી શકતા નથી માટે જ. કલ્પના કરો કેઃ કોઇ મનુષ્યે આપણા પ્રત્યે કોઈ પ્રકારનો અન્યાય-વ્યવહાર કર્યો, એટલે તુરત જ આપણે ક્રોધે ભરાઈ તેનો બદલો લેવા તૈયાર થઇએ છીએ, અર્થાત્ આપણો કોઈ પણ એવો અન્યાય-વ્યવહાર અથવા આપણા પ્રત્યે ચલાવેલી ગેરવર્તણુકનો આપણે બદલો લીધા વિના રહી શકતા નથી. તેનું કારણ એ છે કે: એવે દુર્ઘટ પ્રસંગે આપણે ચિત્તને શાંત રાખી શકતા નથી એ જ છે. ચિત્ત એવા પદાર્થ પ્રત્યે પ્રવાહનો આકાર ધારણ કરી વહન થાય છે. આપણે તેવા વિષય ઉપર આપણી સર્વ શક્તિ ગુમાવી દઇએ છીએ. આપણા મનમાં તિરસ્કાર અથવા બીજાનું અનિષ્ટ કરવાની પ્રવૃત્તિરૂપી જે પ્રતિક્રિયા થાય છે તેથી આપણી શક્તિનો માત્ર ક્ષય જ થાય છે. વળી કોઇ અશુભ વિચાર અથવા તિરસ્કારસૂચક કાર્ય અથવા કોઈ પ્રકારની પ્રતિક્રિયાનો વિચાર જો દમન કરવામાં આવે અર્થાત્ મનને એવાં કાર્યથી દૂર રાખવામાં આવે-મનને વશ કરવામાં આવે-તો તેમાંથી જ એક શુભ કારણ-આપણું કલ્યાણ કરે એવી એક શક્તિ ઉત્પન્ન થઈ આપણા ઉપકારને માટે જ આપણા અંતઃકરણમાં સંચિત થઇ રહે છે. આ પ્રમાણે મન-વશ દ્વારા આપણું કાંઇ પણ નુકશાન થાય છે એમ નથી. ઉલટું એમ કરવાથી-ક્રોધ આદિને પ્રસંગે મન વશ કરવાથી-મનને દયા, કૃપા આનંદ આદિથી ભરી દેવાથી, આશાતીત-અતિશય-લાભ થાય છે. જે સમયે આપણે તિરસ્કાર અથવા ક્રોધ વૃત્તિને વશ કરીએ છીએ-દબાવી દઇએ છીએ-તે જ સમયે તે આપણે અનુકૂળ હોય એવી શક્તિના સ્વરૂપમાં ફેરવાઇ જઇ સંચિત થઇ ઉચ્ચ શક્તિરૂપે બદલાઇ જાય છે, એ નક્કી માનવું.

**प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥३४॥**

**સૂત્રાર્થ:** શ્વાસ બહાર કાઢવાથી અને તેનો સંયમ કરવાથી પણ ચિત્ત સ્થિર થાય છે.

વ્યાખ્યા: આ સ્થાનમાં અવશ્ય પ્રાણ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અવસ્ય, પ્રાણ એ કાંઈ શ્વાસનું નામ નથી, અર્થાત્ પ્રાણ એ શ્વાસ નથી. સર્વ જગત્માં જે શક્તિ વ્યાપિ રહી છે તેનું જ નામ પ્રાણ છે. જગત્માં જે કાંઇ જોવામાં આવે છે, જે કાંઇ એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં ગમન-ગમન કરે છે, જે કાંઇ કાર્ય કરી શકાય છે, અથવા જે કાંઈ જીવન છે તે સર્વ એ પ્રાણનોજ વિકાશ છે. સર્વ જગત્માં જેટલી શક્તિ પ્રકટ થઈ રહી છે તેની સમષ્ટિને પ્રાણ કહે છે. યુગની ઉત્પત્તિના પૂર્વે કાલમાં એ પ્રાણ લગભગ ગતિહીન અવસ્થામાં અવસ્થિત હોય છે, અને યુગના પ્રારંભમાં તે પ્રાણ પુનઃ વ્યક્ત ભાવ ધારણ કરવા માંડે છે. એ પ્રાણ જ ગતિરૂપે પ્રકટ થાય છે. એજ મનુષ્ય જાતિમાં અથવા અન્ય પ્રાણીઓમાં સ્નાયવીય ગતિરૂપે પ્રકટ થાય છે અને એજ પ્રાણ, વિચાર અને અન્ય શક્તિના રૂપમાં પ્રકટ થાય છે. સર્વ જગત્ એજ પ્રાણ અને આકાશની સમષ્ટિ છે. મનુષ્યદેહ પણ એ પ્રમાણે જ છે. જે કાંઇ જોવામાં આવે છે અથવા અનુભવ કરવામાં આવે છે. તે સર્વ પદાર્થો આકાશમાંથી જ ઉત્પન્ન થયા છે અને પ્રાણમાંથી જ સર્વે જૂદી જૂદી શક્તિઓ ઉત્પન્ન થઇ છે. એ પ્રાણનો બહાર ત્યાગ કરવો અર્થાત્ રેચક કરવો અને તેને ધારણ કરવો અર્થાત્ પૂરક કરવો એનું જ નામ **પ્રાણાયામ** છે. યોગ શાસ્ત્રના પિતાસ્વરૂપ પતંજલિ ઋષિએ એ **પ્રાણાયામ** સંબંધી વિશેષ વિધાન દર્શાવ્યું નથી પરંતુ તેમની પછીના અન્ય યોગીઓએ **પ્રાણાયામ** સંબંધી અનેક તત્ત્વો શોધી

કહાડી એને જ એક મહત્ત્વની વિદ્યા કરી મૂકી છે. પતંજલિ ઋષિના અભિપ્રાય પ્રમાણે એ ( પ્રાણાયામની ક્રિયા ) જ ચિત્તવૃત્તિ નિરોધ કરવાના અનેક ઉપાયોમાંની એક ખાસ ક્રિયા છે. પરંતુ તેમણે એના ઉપર વિશેષ ભાર દીધો નથી. તેમનું કથન એ છે કે પ્રથમ થોડીવાર શ્વાસ બહાર ત્યાગ કરી પુનઃ તેને શરીરની અંદર આકર્ષી લેવો અને થોડીવાર સુધી એને ધારણ કરી રાખવો. તેમ કરવાથી મન વિશેષ રૂપે સ્થિર થશે. પરંતુ એ પછીના સમયમાં એટલા બોધ ઉપરથી જ **પ્રાણાયામ** નામક ખાસ વિદ્યાની ઉત્પત્તિ થઇ છે. એ પછીના યોગીજનો શું કહે છે? એ પણ આપણે જાણવું જોઇએ. આ સંબંધી પૂર્વે કેટલુંક કહેવામાં આવ્યું છે અને આ સમયે પણ કંઇક કહેવામાં આવે તે તમારા મનમાં ગ્રહણ કરવાથી તમને લાભ જ થશે. પ્રથમતઃ મનમાં રાખવું જોઇએ કેઃ પ્રાણ કહેતાં શ્વાસ પ્રશ્વાસ નહિં. જે શક્તિના બળથી શ્વાસ-પ્રશ્વાસની ગતિ થાય છે, જે શક્તિ વાસ્તવિક રૂપે શ્વાસ પ્રશ્વાસના પણ પ્રાણ સ્વરૂપ છે, તેને જ પ્રાણ કહે છે. વળી એજ પ્રાણ શબ્દ, સર્વ ઇન્દ્રિયોના નામરૂપમાં વાપરી શકાય છે. એ સર્વને જ પ્રાણ કહે છે. મનને પણ વળી પ્રાણ કહે છે. એ ઉપરથી જોઇ શકાય છે કે પ્રાણ એ એક શક્તિનું નામ છે. તથાપિ એને આપણે "શક્તિ" નામ આપી શકીએ નહિ. કારણ કે, શક્તિ એ કેવળ એ પ્રાણનો એક વિકાશ જ છે. એ ( પ્રાણ ) જ શક્તિ અને ગતિ રૂપે પ્રકાશિત થઇ રહ્યો છે. ચિત્ત એ યંત્ર સ્વરૂપ થઇ ચારે દિશામાંથી પ્રાણને આકર્ષી લાવે છે અને પ્રાણમાંથી જ શરીર-રક્ષણના કારણ રૂપ ભિન્ન ભિન્ન જીવન-શક્તિ અને વિચાર, ઇચ્છા અને અન્ય સર્વ શકિત ઉત્પન્ન થાય છે. **પ્રાણાયામ**ની ક્રિયા દ્વારાજ આપણે પોતાના શરીરની સર્વ ભિન્ન

ભિન્ન ગતિને અને શરીરમાં રહેલી સર્વ ભિન્ન ભિન્ન સ્નાયવીય શક્તિ પ્રવાહને વશમાં લાવી શકીએ છીએ. આપણે પ્રથમ એ સર્વને પ્રાપ્ત કરી સાક્ષાત્ કાર કરીએ છીએ. તે પછી ધીમે ધીમે તેના ઉપર સત્તા જમાવીએ છીએ અર્થાત્ તે સર્વને વશ કરવા શક્તિમાન્ થઇએ છીએ. પતંજલિ ઋષિની પછીના યોગીઓના અભિપ્રાય પ્રમાણે શરીરમાં ત્રણ પ્રાણ-પ્રવાહ વહન થાય છે. એકને તેઓ ઇડા, બીજાને પિંગલા અને ત્રીજાને સુષુમ્ણા કહે છે. તેમના અભિપ્રાય પ્રમાણે પિંગલા મેરૂદણ્ડની દક્ષિણ દિશામાં, ઇડા ડાબી દિશામાં અને એજ મેરૂદણ્ડ ( બરડાની કરોડ ) ની વચમાં, શૂન્ય નલિકા રૂપી સુષુમ્ણા નામક એક નાડી છે. તેમના અભિપ્રાય પ્રમાણે ઇડા અને પિંગલા નામક બે શક્તિ-પ્રવાહ ( નાડીઓ ) પ્રત્યેક મનુષ્યના શરીરમાં પ્રવાહિત થાય છે. તેની સહાયતાથી જ આપણે જીવન-યાત્રા ચલાવી શકીએ છીએ. સુષુમ્ણા ( નાડી-પ્રવાહ ) સર્વ મનુષ્યોમાં ( બરડામાં ) વહન થાય છે પરંતુ તે અવ્યકત ભાવે વહે છે. માત્ર યોગીઓના શરીરમાં જ તે વ્યકત ભાવે વહે છે. તમારે સ્મરણમાં રાખવું જોઇએ કેઃ યોગી લોકો યોગ સાધનના બળથી પોતાના શરીરમાં કેટલાક ફેરફાર કરી દેછે. તમે પણ જેમ જેમ સાધન કરશો તેમ તેમ તમારા શરીરમાં, તમારી શક્તિમાં, તમારી નાડીઓમાં અમુક પ્રકારના ફેરફારો થતા જશે. સાધન કરતાં પહેલાં તમારૂં શરીર જેવું હશે તેવું સાધન કર્યા પછી રહેશે નહિઃ આ કથન તદ્દન સત્ય છે. એ યુક્તિ દ્વારા પણ પ્રમાણિત થઇ શકે એમ છે. આપણે જે કાંઇ નવીન વિચાર કરીએ છીએ તેજ જાણે આપણા મસ્તકમાં નવીન પ્રણાલી નિર્માણ કરી દેછે. એ ઉપરથી સારી પેઠે સમજી શકાય છે કેઃ મનુષ્યનો સ્વભાવ આટલો બધો

સ્થિતિશીલતાનો પક્ષપાતી શા માટે હશે? મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે: તે પૂર્વેથી ચાલતા આવેલા માર્ગે પ્રવાસ કરવામાં જ આનંદ માને છે. કારણ કે તે ધારવા કરતાં સહેલો છે. ઉદાહરણ તરીકે કહીએ કે: મન એ એક સૉય જેવું છે અને મસ્તક એ એક કોમળ પિણ્ડ જેવું છે. એ ઉપરથી જોઇ શકાશે કે: "આપણા પ્રત્યેક વિચાર મસ્તકમાં જાણે એક નવો માર્ગ તૈયાર કરી દે છે અને મસ્તકના મધ્યમાંનો ( Brain ) મગજ નામક પદાર્થ એ માર્ગની ચારે બાજુએ એક સીમા બાંધી ના દે તો એ માર્ગ બંધ થઇ જાય. જો એ મગજ (Brain) નામક રાખોડી રંગનો પદાર્થ મસ્તકમાં ન હોત તો આપણામાં સ્મરણ શક્તિ રહેત જ નહિં. કારણ, સ્મરણશક્તિ એટલે પૂરાતન માર્ગે પ્રવાસ, એક પૂરાતન વિચારને પુનઃ યાદ કરવો, તેના પ્રત્યે પુનઃ દૃષ્ટિ ફેરવવી તે. કદાચ તમે જોઇ પણ શકતા હશો કે: જ્યારે હું સર્વના પરિચિત કેટલાક વિષય ગ્રહણ કરી કેટલાક ફેરફાર સાથે એની વ્યાખ્યા કરૂં છું ત્યારે તમે મ્હારૂં તે કથન બહુ સહેલાઇથી સમજી શકો છો. એનું કારણ એ છે કે: પ્રત્યેક મનુષ્યના મસ્તકમાં એ વિચારનો માર્ગ અથવા પ્રણાલીયો વિદ્યમાન છે. કેવળ તેઓને પુનઃ પુનઃ વિચારી બીજાના સન્મુખ મૂકવી જોઇએ અર્થાત્ એક વિષય અનેક યુક્તિ-તર્કદ્વારા સમજાવવો જાઇએ તો તેમાંનો કોઇ એક માર્ગ પણ શ્રોતાના મસ્તકમાં ઉતરે છે-સમજાય છે, અને તેથી જ અનેક માર્ગ કહી સંભળાવવાની આવશ્યકતા હોય છે. પરંતુ જ્યારે કોઇ નૂતન વિષય આપણા સન્મુખ રજુ કરવામાં આવે છે ત્યારે મસ્તિકમાં નૂતન પ્રણાલી નિર્માણ કરવાની આવશ્યક્તા છે. તેટલા માટે જ નૂતન વિષય ઘણી સહેલાઇથી સમજી શકાતો નથી. એ માટે જ મસ્તિક-મનુષ્યો

નહિં—અજાણતાં જ એ નૂતન પ્રકારની ભાવનાદ્વારા પરિચાલિત થવાનું કબુલ કરતું નથી. તે જાણે બળપૂર્વક એ નૂતન પ્રકારની ભાવનાની ગતિ રોકવાનો યત્ન કરે છે. પ્રાણ એવી નૂતન નૂતન પ્રણાલી રચવાનો યત્ન કરે છે, પણ મસ્તક તેમ કરવા દેતું નથી. મનુષ્ય જે સ્થિતિશીલતાનું આટલું બધું પક્ષપાતી છે તેનું ગુપ્ત કારણ એજ છે. મસ્તકના મધ્યમાં એ પ્રણાલિઓ જેટલા અલ્પ પ્રમાણમાં છે અને પ્રાણ રૂપી સોયે એના મધ્યમાં જેટલા અલ્પ પ્રમાણમાં એ માર્ગો રચ્યા છે, તેટલા પ્રમાણમાં જ મસ્તક સ્થિતિશીલતાપ્રિય થશે અને જેટલા પ્રમાણમાં જ તે નૂતન પ્રકારના વિચાર અને ભાવનાની વિરૂદ્ધમાં સંગ્રામ કરશે, મનુષ્ય જેટલો વિચારશીલ હશે, મસ્તકના અંદરનો માર્ગ તેટલો જ અધિક અને જટિલ થશે અને તેટલો જ સહેલાઇથી નૂતન નૂતન ભાવ-ગ્રહણ કરશે અને સમજી શકશે. પ્રત્યેક નૂતન ભાવના સંબંધી એ પ્રમાણે જ જાણવું. મસ્તિકમાં કોઈ એક નૂતન ભાવના ઉત્પન્ન થતાં જ મગજ ( Brain ) માં એક નૂતન પ્રણાલી નિર્મિત થાય છે. એટલા માટે જ આપણને યોગ—અભ્યાસ સમયે શરૂવાતમાં શારીરિક અનેક વિઘ્નો અનુભવવામાં આવે છે. કારણ કેઃ યોગ એ સંપૂર્ણ રૂપે કેટલાક નૂતન—પ્રકારના વિચાર અને ભાવનાની સમષ્ટિ છે. એટલા માટે જ આપણે જોઇ શકીએ છીએ કેઃ ધર્મનો જે અંશ, પ્રાકૃતિક અને જાગતિક ભાવના ગ્રહણ કરીને વિશેષ આન્દોલન કરે છે તે સર્વ પ્રજાજનો ગ્રાહ્ય કરે છે અને દર્શન અથવા મનોવિજ્ઞાન, કે જે વડે કેવળ મનુષ્યનો આભ્યંન્તરિક વિભાગ વ્યાપૃત થયો છે તે સાધારણ રીતેજ; લોકોને ગ્રાહ્ય હોતો નથી. આપણે એ જગતની પરિભાષા યાદ રાખવી જોઇએ. તેજ અનન્ત સત્તા

આપણા જ્ઞાનમાંથી પ્રકટ થવાથી જ તેણે આ જગતનો આકાર ધારણ કર્યો છે. અનન્તનો થોડો અંશ આપણા જ્ઞાન-સન્મુખ પ્રકટ થયો છે તેને જ આપણે જગત્ કહીએ છીએ. એ ઉપરથી જોઈ શકાય છે કે: જગત્‌ના અતીત પ્રદેશમાં એક અનન્ત સત્તા વિદ્યમાન છે. ધર્મ છે તે એ ઉભય વિષય અર્થાત્ આ ક્ષુદ્ર પિણ્ડ કે જેને આપણે જગત્ કહીએ છીએ તે અને જગત્‌થી અતીત અનન્ત સત્તા, એ ઉભયને લઇ વ્યાપક થઇ રહ્યું છે. જે ધર્મ એ ઉભયમાંથી કોઈ એકને લઇને જ વ્યાપક હોય તે અવશ્ય અપૂર્ણ છે. ધર્મ તો એ ઉભય-વિષયક જ હોવો જોઇએ. અનન્તના જે વિભાગનો આપણા જ્ઞાનમાં અનુભવ થાય છે, જે દેશ, કાલ, નિમિત્ત રૂપ ચક્રમાં આવી પડયો છે, અને ધર્મ શાસ્ત્રનો જે અંશ એના વિષયથી વ્યાપક છે તે આપણે માટે સહેલાઇથી સમજાય છે કારણ કે, આપણે તો પૂર્વથી જ એનો વિષય જાણીએ છીએ, અને આ જગતની ભાવના પણ આપણે અનન્તકાલથી જાણીએ છીએ, પરંતુ તેનો જે અંશ અનન્તના વિષયથી વ્યાપક છે તે આપણે માટે સંપૂર્ણ રૂપે નવીન હોવાથી તેના વિચાર માટે મસ્તકમાં નૂતન પ્રણાલી રચાય છે. એમ થવાથી સર્વ શરીર જાણે ઉથલ પાથલ થઇ જાય છે. તેટલા માટે જ યોગ-સાધન કરવા જતાં સાધારણ મનુષ્યો પ્રથમ જ પોતાનાં હમેશના પરિચિત માર્ગથી દૂર થઈ પડે છે. એવાં કોઇ વિઘ્નો ન આવે તે માટે જ પતંજલિ ઋષિએ, અનેક યૌગિક ક્રિયાઃ (આસન, પ્રાણાયામ-આદિ) ઉપાયો શોધી કાઢયા છે, કે જેમાંથી આપણે પસંદ કરી લઈ જે ક્રિયાઓ આપણને સંપૂર્ણ ઉપયોગી હોય તેનું જ આપણે સાધન કરી શકીએ.

**विषयवती वा प्रवृत्तिरुत्पन्नामनसः स्थिति निबन्धिनी ॥ ३५ ॥**

**સૂત્રાર્થ**: જે સમાધિયોમાં ઇન્દ્રિય–વિષયક કેટલાક અલૌકિક અનુભવ થાય છે તે મનની સ્થિતિનું જ કારણ છે.

વ્યાખ્યા: એવા અલૌકિક અનુભવ ધારણા અર્થાત્ એકાગ્રતા દ્વારા જ થઈ શકે છે. યોગીજનો કહે છે કે: "જો નાસિકાગ્રે મન એકાગ્ર કરવામાં આવે તો થોડા દિવસની અંદર જ તે સાધકને અદ્ભુત સુગંધ આવતી હોય એવો અનુભવ થાય છે. જિહ્વાના મૂળમાં એ પ્રમાણે જ મનની એકાગ્રતા કરવામાં આવે તો સુન્દર શબ્દો સાંભળવામાં આવે. જિહ્વાના અગ્ર ભાગમાં એ પ્રમાણે કરવામાં આવે તો દિવ્યરસાસ્વાદ પ્રાપ્ત થાય છે, જિહ્વાની મધ્યમાં સંયમ કરવામાં આવે તો જાણે કોઇ એક વસ્તુનો સ્પર્શ કર્યો હોય એવો અનુભવ થાય છે. તાલુમાં સંયમ કરવાથી સર્વ દિવ્ય સ્વરૂપનાં દર્શન થઇ શકે છે. જો કોઇપણ સાધક, આ યોગનો થોડો અભ્યાસ કર્યા પછી, તેની સત્યતાને માટે તેને સંદેહ ઉત્પન્ન થાય તો યાદ રાખવું કે હજી વિશેષ અભ્યાસની આવશ્યક્તા છે. અમે ખાત્રીપૂર્વક કહીએ છીએ કે તેને એવા અલૌકિક અનુભવ થશે જ થશે. તે પછી તેને સંદેહ રહેશે જ નહિં. તે પછી તો તે સતત્ પરિશ્રમ કરીને સાધનમાં મંડયો જ રહેશે.

**विशोका वा ज्योतिष्मती ॥ ३६ ॥**

**સૂત્રાર્થ**: શોક રહિત જ્યોતિષ્માન્ પદાર્થના ધ્યાનદ્વારા પણ સમાધિ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

વ્યાખ્યા: એ પણ એક પ્રકારની સમાધિ–સ્થિતિ છે. એવું ધ્યાન કરો કે: જાણે આપણા હૃદયમાં એક પદ્મ વિકશી રહ્યું છે, તેની પાંખડીઓ અધોમુખી છે. તેના મધ્યમાં થઇને સુષુમ્ણા વહન થઈ રહી છે. ત્યારપછી પૂરક કરો. તે પછી રેચક કરવાને સમયે

વિચાર કરો કે એ પદ્મ કર્ણિકાઓ ( પાંખડીઓ ) સહિત ઉર્ધ્વ-મુખ થઇ ગયાં છે અને એ પદ્મની મધ્યમાં જ મહા જ્યોતિ (પ્રકાશ) વિદ્યમાન છે. સાધક ! તું એજ જ્યોતિનું ધ્યાન ધર.

**वीतराग-विषयं वा चित्तम् ॥ ३७ ॥**

**સૂત્રાર્થ**: અથવા જે હૃદયે સમુદય ઇન્દ્રિય-વિષયની આસક્તિ પરિત્યાગ કરી છે તેના ધ્યાનદ્વારા પણ ચિત્ત સ્થિર થઇ જાય છે.

વ્યાખ્યા: કોઇ એક સાધુપુરૂષનું દૃષ્ટાંત લ્યો. કોઇ પણ સાધુ કે જેના ઉપર તમને વિશેષ શ્રદ્ધા છે, કોઇ પણ સાધુ કે જેને તમે સમ્પૂર્ણ રૂપે અનાસક્ત સમજો છો, તેના હૃદયના વિષયનો વિચાર કરો. જેનું અન્તઃકરણ સર્વ વિષયમાં અનાસક્ત છે તેના અંતઃકરણના વિષય વિચાર કરો. તેના અંતઃકરણમાં કેવા વિચારો ચાલી રહ્યા છે તે સંબંધી વિચાર કરતાં જ તમારૂં અંતઃકરણ શાન્ત થઇ જશે. જો એમ ન કરી શકો તો બીજો પણ એક ઉપાય છે.

**स्वप्ननिद्राज्ञानावलम्बनं वा ॥३८॥**

**સૂત્રાર્થ**: અથવા નિદ્રા સમયે કોઇ કોઇ વખત જે અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેનું ધ્યાન ધરવાથી પણ ચિત્તને શાન્તિ થાય છે.

વ્યાખ્યા: ક્વચિત્ મનુષ્યો એવું સ્વપ્ન જૂવે છે કેઃ તેમના સમક્ષ દેવતાઓ આવી કથાવાર્તા કહી રહ્યા છે. તે શ્રોતા જાણે એક પ્રકારના ધ્યાનમાં મસ્ત થઇ રહ્યો છે. વાયુમાં થઇને અપૂર્વ સંગીત ધ્વનિ તરતો તરતો આવી રહ્યો છે, અને તે શ્રોતા સાંભળી રહ્યો છે. એવી સ્વપ્નાવસ્થામાં તે એક પ્રકારે ખુબ આનંદમાં રહે છે. જાગ્રત થયા પછી એ સ્વપ્ન તેના અંતઃકરણમાં દૃઢબદ્ધ થઈ રહે છે. એવા સ્વપ્નને સત્ય માની લઈ તેનું જ ધ્યાન ધરો. વારંવાર એ સ્વપ્નની જ ભાવના કર્યા કરો તો શાન્તિનો અનુભવ થશે. જો તમે

એ ભાવનાથી પણ શાન્તિ પ્રાપ્ત કરવા સમર્થ ના થાઓ તો તમને પસંદ પડે એવી કોઈપણ એક પવિત્ર વસ્તુનું ખુબ ધ્યાન કરો.

**यथाभिमत ध्यानाद्वा ॥ ३९ ॥**

**સૂત્રાર્થ:** અથવા જે કોઈ વસ્તુ તમને પસંદ પડતી હોય તેનું જ ધ્યાન કરજો. ( પણ એક ચિત્તે. )

વ્યાખ્યા: એ ઉપરથી એમ સમજવાનું નથી કેઃ કોઇ પણ અસત્ વિષયનું ધ્યાન ધરવું. પરંતુ જે કોઈ પણ સત્ વિષય તમને પસંદ પડે, જે કોઈ પણ પવિત્ર સ્થળ તમને વિશેષ પસંદ હોય, જે કોઈ દૃષ્ય તમને અતિશય પસંદ હોય, જે કોઇ પણ ભાવના તમને સારી પેઠે પસંદ હોય, જેના ઉપર તમારૂં ચિત્ત એકાગ્ર થઇ શકે એમ હોય તેનું જ ધ્યાન ધરો, તેનો જ વિચાર કરો.

**परमाणु परममहत्वान्तोऽस्य वशीकारः ॥ ४० ॥**

**સૂત્રાર્થ:** એવા પ્રકારનું ધ્યાન કરતાં કરતાં પરમાણુથી તે પરમ બૃહત્ પદાર્થ પર્યંત, તેના મનની બરાબર ગતિ થાય છે.

વ્યાખ્યા: મન એવા અભ્યાસદ્વારા જ અતિ સૂક્ષ્મથી અતિ-બૃહત્ વસ્તુ પર્યંત સહજે ધ્યાન કરી શકે છે. તેમ થવાથી જ સર્વ મનોવૃત્તિ પ્રવાહ પણ અતિ ક્ષીણ થઇ જાય છે.

**क्षीणवृतेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहणग्राह्येषु तत्स्थ तदञ्जनतासमापत्तिः ॥ ४१ ॥**

**સૂત્રાર્થ:** જે યોગીની ચિત્તવૃત્તિયો એ પ્રમાણે ક્ષીણ થઇ જાય (વશ થાય ) તેનું ચિત્ત તે સમયે, જેમ શુદ્ધ સ્ફટિક (ભિન્ન ભિન્ન વર્ણયુક્ત વસ્તુની સમક્ષ ) તેના-જેવો જ આકાર ધારણ કરે છે. તેજ પ્રમાણે ગ્રહીતા, ગ્રહણ અને ગ્રાહ્ય વસ્તુમાં ( અર્થાત્ આત્મા

પણ મન અને બાહ્ય વસ્તુમાં ) એકાગ્રતા અને ઐક્ય-ભાવ પ્રાપ્ત કરવા યોગ્ય થાય છે.

વ્યાખ્યા: એ પ્રમાણે ક્રમશઃ ધ્યાન ધરતાં ધરતાં કેવું ફળ પ્રાપ્ત થાય છે? આપણને અવશ્ય યાદ છે કેઃ પૂર્વનાં એક સૂત્રમાં પતંજલિ ઋષિએ ભિન્ન ભિન્ન પ્રકારની સમાધિ સ્થિતિ સંબંધી વર્ણન કર્યું છે. પ્રથમ સમાધિ સ્થૂલ વિષય સંબંધી, બીજી; સૂક્ષ્મ-વિષય સંબંધી તે પછી ક્રમશઃ વિશેષ સૂક્ષ્મ વસ્તુ આપણી સમાધિનો વિષય થાય છે. એ પણ પૂર્વે કહેવામાં આવ્યું છે. એ સર્વ સમાધિયોના અભ્યાસદ્વારા સ્થૂલની પેઠે જ સૂક્ષ્મવિષયનું પણ આપણે સહજે ધ્યાન કરી શકીશું. એ અવસ્થામાં યોગી પુરૂષ ત્રણ વસ્તુનાં દર્શન કરી શકે છે. ગ્રહીતા, ગ્રાહ્ય અને ગ્રહણ અર્થાત્ આત્મા, વિષય અને મન. ત્રણ પ્રકારના ધ્યાનનો વિષય કહેવામાં આવે છે. પ્રથમ, સ્થૂલ, જેમકે શરીર અથવા સર્વ ભૌતિક પદાર્થ. દ્વિતીય, સર્વ સૂક્ષ્મ વસ્તુઓ, જેમ કે મન અથવા ચિત્ત. તૃતીય, ગુણ વિશિષ્ટ-પુરૂષ અર્થાત અસ્મિતા અથવા અહંકાર. આ સ્થળે આત્મા કહેતાં એનો અર્થ સ્વરૂપ સમજવાનું નથી. અભ્યાસદ્વારા યોગી-સાધક એ સર્વ ધ્યાનમાં દૃઢ પ્રતિષ્ઠ થઇ શકે છે; તે સમયે તેને એટલી બધી એકાગ્રતા શક્તિ પ્રાપ્ત થાય છે કે જે સમયે તે ધ્યાન કરવા બેસે છે તે સમયે તે બીજી સર્વ વસ્તુઓને મનમાંથી દૂર કરી શકે છે. તે જે વિષયનું ધ્યાન કરે છે તે વિષયમાં જાણે તે એકરૂપ-લીન-થઈ જાય છે. જાણે તેનામાં તે ઓતપ્રોત થઈ જાય છે. જ્યારે તે ધ્યાન કરે છે ત્યારે જાણે તે ( સાધક ) એક સ્ફટિકનો કટકો હોય તેવો થઇ જાય છે. પુષ્પની નજીક સ્ફટિક હોય તો તે સ્ફટિક જાણે પુષ્પની સાથે એકરૂપ-એકીભૂત-થઇ જાય છે. જો પુષ્પ રાતારંગનું હોય તો

સ્ફટિક પણ રાતારંગનું જણાય છે. જો પુષ્પ લીલારંગનું હોય છે તો સ્ફટિક પણ લીલાવર્ણનું જ જોવામાં આવે છે.

**तत्र शब्दार्थज्ञानविकल्पैः संकीर्णा सवितर्का समापत्तिः ॥४२॥**

**સૂત્રાર્થ:** શબ્દ, અર્થ, અને તેમાંથી સૂચિત જ્ઞાન, એ સર્વે મિશ્ર હોય છે ત્યારે જ તેને સવિતર્ક અર્થાત્ વિતર્ક યુક્ત સમાધિ કહેવામાં આવે છે.

વ્યાખ્યા: આ સ્થળે શબ્દ એટલે કમ્પન, ( Vibrations ), અર્થ એટલે જે સ્નાયવીય શક્તિ પ્રવાહ તેને વહન કરી અંતરૂમાં ઉતરી પડે છે તે અને જ્ઞાન એટલે પ્રતિક્રિયા. આપણે અત્યાર સુધીમાં જેટલા પ્રકારના ધ્યાન સંબંધી જાણ્યું તેમાં પતંજલિ એ સર્વને સવિતર્ક ( સમાધિ ) કહે છે. હજી તેઓ આગળ આપણને ક્રમશઃ વિશેષ ઉચ્ચ પ્રકારનાં ધ્યાન સંબંધી ઉપદેશ આપશે. સવિતર્ક સમાધિ સ્થિતિમાં આપણે વિષયી અને વિષય, એ બન્નેને સમ્પૂર્ણરૂપે પૃથક્ રાખીએ છીએ. એ શબ્દ, તેનો અર્થ અને તેમાંથી પ્રકટ થતા જ્ઞાન-મિશ્રણથી ઉત્પન્ન થાય છે. પ્રથમઃ બાહ્ય કમ્પન–શબ્દ, એ ઇન્દ્રિય–પ્રવાહદ્વારા અંતરમાં પ્રવાહિત થાય તો તેને અર્થ કહે છે, ત્યારપછી ચિત્તમાં એક પ્રતિક્રિયાનો પ્રવાહ ઉત્પન્ન થાય છે. તેને જ્ઞાન કહેવામાં આવે છે. પરંતુ એ ત્રણની સમષ્ટિને જ વાસ્તવિક જ્ઞાન કહે છે. આપણે અત્યાર સુધીમાં જેટલા પ્રકારનાં ધ્યાન સંબંધી સાંભળ્યું ( વાંચ્યું ) છે તે સર્વમાં એ મિશ્રણ જ ધ્યેયરૂપે જાણ્યું છે. એ પછી જે સમાધિ સંબંધી કથવામાં આવશે તે અતિ શ્રેષ્ટ છે.

**स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवार्थमात्रनिर्भासा निर्वितर्का॥४३॥**

**સૂત્રાર્થ:** જ્યારે સ્મૃતિ શુદ્ધ થઈ જાય અર્થાત્ સ્મૃતિમાં બીજા કોઇ પણ ગુણનો સંબંધ ન હોય, જ્યારે તે કેવળ ધ્યેય વસ્તુનો અર્થ

જ પ્રકટ કરે છે. ત્યારે તેને નિર્વિતર્ક અર્થાત્ વિતર્કશૂન્ય સમાધિ કહેવામાં આવે છે.

વ્યાખ્યાઃ પૂર્વે જે શબ્દ, અર્થ અને જ્ઞાન સંબંધી કહેવામાં આવ્યું છે તે ત્રણુનો એકત્ર અભ્યાસ કરતાં કરતાં એક સમય એવો આવશે કે જ્યારે તે પુનઃ મિશ્ર નહિં થાય. તે સમયે આપણે, વગર મહેનતે એ ત્રણે ભાવનાને ઉલ્લંઘન કરી શકીએ છીએ. હવે એ ત્રણે શું છે તે સમજવાનો આપણે વિશેષ યત્ન કરીએ. આપણું ચિત્ત, એને આપણે પૂર્વે સરોવરની ઉપમા આપી છે તે યાદ કરો. મનની મનસતત્ત્વ સાથે તુલના કરવામાં આવી છે, અને શબ્દ અથવા વાક્ય અર્થાત્ વસ્તુનાં કમ્પનો જાણે તેના ઉપર એક પ્રવાહની પેઠે વહન થાય છે. તમારા પોતાનામાં જ એ સ્થિર (ચિત્ત) સરોવર વિદ્યમાન છે. મનમાં ધારો કેઃ આપણે "ગો" એવો શબ્દ ઉચ્ચાર કર્યો. જે સમયે તેણે આપણા કાનમાં પ્રવેશ કર્યો તે સમયે જ તેણે તમારા ચિત્ત-સરોવરમાં એક પ્રવાહ ઉત્પન્ન કર્યો. એ પ્રવાહથી જ "ગો" શબ્દસૂચિત ભાવના તમારા સમજવામાં આવશે. આપણે એ ભાવનાને જ આકાર અથવા અર્થ કહીએ છીએ. તમે એમ સમજો છો કેઃ આપણે એક "ગો" ને જ સમજીએ છીએ પરંતુ તે કેવળ તમારા મનનો એક તરંગ જ છે. તે બાહ્ય અને આંતરૂમાં શબ્દ પ્રવાહની પ્રતિક્રિયાસ્વરૂપ ઉત્પન્ન થાય છે. એ શબ્દની સાથે સાથે જ પ્રવાહનો પણ નાશ થઇ જાય છે. એક વાક્ય અથવા શબ્દ સિવાય પ્રવાહ રહેતો નથી. અવસ્ય, તમારા મનમાં એવો વિચાર ઉત્પન્ન થઇ શકે કે જ્યારે કેવળ "ગો" નો જ વિષય વિચાર કરો છો અને બહારનો કોઇ શબ્દ કાનમાં પ્રવેશ કરતો નથી ત્યારે શબ્દ રહે ક્યાં? પરંતુ તે સમયે એ શબ્દ તમે મનમાં ને મનમાં જ ધીમે ધીમે

બોલતા હો છો. તેમ કરવાથી જ તમારા અંતરમાં એક પ્રવાહ વહન થાય છે. શબ્દ ઉત્તેજિત નહિં કરવાથી એવો પ્રવાહ વહન થતો નથી. જ્યારે બાહ્ય પ્રદેશથી એને ઉત્તેજન પ્રાપ્ત ન થાય તો અંતરમાંથી જ તે પ્રાપ્ત થાય છે. વળી જ્યારે શબ્દ લોપ પામે છે ત્યારે પ્રવાહનો પણ લોપ થાય છે. ત્યારે બાકી શું રહે છે? ત્યારે તો એ પ્રતિક્રિયાનું ફળ માત્ર બાકી રહે છે. એનું જ નામ જ્ઞાન. એ ત્રણે આપણા મનમાં એટલા બધા દૃઢ થઈ રહ્યા છે કે: જેથી આપણે તેમને જૂદા કરી શકતા નથી. જ્યારે શબ્દ ઉત્પન્ન થાય છે ત્યારે જ ઇન્દ્રિયો કમ્પાયમાન થાય છે અને સર્વ પ્રવાહ પ્રતિક્રિયા સ્વરૂપે ઉત્પન્ન થાય છે. તેઓ એક પછી એક એટલા શીઘ્ર ઉત્પન્ન થાય છે કે: તેમાંથી એકની અંદરથી બીજાને જાણી લેવાનું અતિ દુર્ઘટ છે. આ સ્થળે જે સમાધિ સંબંધી કહેવામાં આવ્યું છે તે દીર્ઘકાલનો અભ્યાસ કર્યા પછી જ સર્વ સંસ્કારોની આધારભૂમિ જે સ્મૃતિ તે વિશુદ્ધ થઇ જાય છે. ત્યારે જ આપણે એમાંના એકમાંથી બીજાને પૃથક કરી શકીએ છીએ. એને જ નિર્વિતર્ક સમાધિ કહે છે.

**एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ॥ ४४ ॥**

**સૂત્રાર્થ:** પૂર્વોક્ત બે સૂત્રોમાં સવિચાર અને નિર્વિચાર નામક બે સમાધિ સંબંધી રાખવામાં આવ્યું છે. તે દ્વારાજ સવિચાર અને નિર્વિચાર ઉભય પ્રકારની સમાધિ, જેનો વિષય અતિ સૂક્ષ્મ છે તે સંબંધી વ્યાખ્યા કરવામાં આવી છે.

વ્યાખ્યા: આ સ્થળે પૂર્વની પેઠે જ સમજવું જોઇએ. કેવળ પૂર્વોક્ત બે સમાધિમાં ધ્યાનનો વિષય સ્થૂળ છે. આ સ્થળે ધ્યાનનો વિષય અતિ સૂક્ષ્મ છે.

**सूक्ष्मविषयत्वंचालिंगपर्यवसानम् ॥ ४५ ॥**

**સૂત્રાર્થ:** સૂક્ષ્મ વિષયનો અન્ત મૂખ્ય પર્યંત છે.

વ્યાખ્યા: સર્વ ભૂત અને તેમાંથી ઉત્પન્ન થયલી સર્વ વસ્તુઓને સ્થૂલ કહેવામાં આવે છે. સૂક્ષ્મ વસ્તુ તન્માત્રમાંથી ઉત્પન્ન થાય છે. ઇન્દ્રિય, મન ( અર્થાત્ સાધારણ ઇન્દ્રિય, સર્વ ઇન્દ્રિયોની સમષ્ટિ સ્વરૂપ છે તે ) અહંકાર, મહતત્ત્વ ( જે સર્વ વ્યક્ત જગત્નું કારણ છે તે) સત્વ, રજ, અને તમની સામ્યાવસ્થા રૂપ પ્રધાન, પ્રકૃતિ અથવા અવ્યક્ત, એ સર્વ સૂક્ષ્મ વસ્તુમાં જ ગણાય છે. પુરૂષ અર્થાત્ આત્મા એજ કેવળ એની અંદર ગણાતો નથી.

**ता एव सबीजः समाधिः ॥ ४६ ॥**

**સૂત્રાર્થ:** એ સર્વ સબીજ સમાધિ.

વ્યાખ્યા: એ સર્વ સમાધિ સ્થિતિમાં પૂર્વ કર્મનાં બીજ નાશ પામતાં નથી, તેથી એ મુક્તિ પ્રાપ્ત કરાવી શકે નહિં. ત્યારે એના દ્વારા શું થઈ શકે? તે હવે પછીનાં સૂત્રોમાં જણાવવામાં આવ્યું છે.

**निर्विचार-वैशारद्येऽध्यात्मप्रसादः ॥ ४७ ॥**

**સૂત્રાર્થ:** જે સમયે નિર્વિચાર-સમાધિ સ્થિતિ વિશેષ રૂપે પ્રાપ્ત થાય ત્યારે જ ચિત્ત, સમ્પૂર્ણ રૂપે સ્થિર થઇ જાય છે.

**तत्र ऋतम्भरा प्रज्ञा ॥ ४८ ॥**

**સૂત્રાર્થ:** એ દ્વારા જે જ્ઞાન પ્રાપ્ત થાય તેને ઋતમ્ભર અર્થાત્ સત્યપૂર્ણ જ્ઞાન કહે છે.

વ્યાખ્યા: હવે પછીના સૂત્રમાં એ સંબંધી વિશેષ કહેવામાં આવશે.

**श्रुत्यनुमानप्रज्ञाभ्यामन्यतरा विशेषत्वात् ॥ ४९ ॥**

**સૂત્રાર્થ:** જે જ્ઞાન, વિશ્વાસુ જનોનાં વાક્ય અને અનુમાન દ્વારા પ્રાપ્ત થાય છે તે સાધારણ વિષયજનિત છે. જે વિષયો

આગળ અને અનુમાનજન્ય જ્ઞાન-ગોચર નથી તે પૂર્વે કથિત સમાધિમાં જણાય છે.

વ્યાખ્યાઃ એનું તાત્પર્ય એ છે કેઃ આપણે સાધારણ વસ્તુ સંબંધી જ્ઞાન, પ્રત્યક્ષ અનુભવ ઉપરાંત અનુમાન અને વિશ્વાસુ મનુષ્યોનાં વાક્ય ઉપરથી પ્રાપ્ત કરીએ છીએ. "વિશ્વાસુ મનુષ્ય" નો અર્થ યોગીઓ, ઋષિઓને ઉદ્દેશી કરે છે. "ઋષિ" એટલે વેદ વર્ણિત ભાવનાઓના દ્રષ્ટા અર્થાત્ જેમણે તે સર્વનો સાક્ષાત્કાર કર્યો છે. તેમના અભિપ્રાય પ્રમાણે શાસ્ત્રનું પ્રામાણ્ય કેવળ એટલા માટે જ કેઃ તે વિશ્વાસુ જનોનાં વાક્ય છે. તેઓ કહે છે કેઃ શાસ્ત્ર એ વિશ્વાસુ જનોનાં વાક્ય હોવા છતાં પણ માત્ર શાસ્ત્ર આપણને સત્યનો અનુભવ કરાવવા કદી પણ શક્તિમાન નથી. આપણે સર્વ વેદનો અભ્યાસ કરી જઈશું, તથાપિ આધ્યાત્મિક તત્ત્વનો અનુભવ કંઈ પણ થશે નહિં. પરંતુ જ્યારે આપણે તે શાસ્ત્રોક્ત સાધન-પ્રણાલી અનુસાર કાર્ય કરીશું, ત્યારે જ આપણે એક એવી અવસ્થામાં આવી પહોંચીશું કેઃ જ્યાં યુક્તિ પણ પહોંચી શકતી નથી. જે સ્થળે પ્રત્યક્ષ, અનુમાન અથવા અન્યજનોનાં વાક્યનો આધાર અથવા પ્રામાણ્યનો ઉપયોગ રહેતો જ નથી. એ સૂત્રદ્વારા એટલું જ સમજાય છે કેઃ ઇચ્છિત પદાર્થ પ્રત્યક્ષ કરવો અર્થાત્ તેનો સાક્ષાત્કાર થવો જોઇએ એજ યથાર્થ ધર્મ છે. ધર્મનો એજ સાર છે અને બાકી જે છે, જેમ કે ધર્મનાં ભાષણો સાંભળવાં અથવા ધર્મનાં ગ્રન્થો વાંચવા અથવા તેને વિચારવાં એ એ કેવળ એ માર્ગને માટે તૈયારી કરવા બરાબર જ છે-એ કાંઇ ખરો ધર્મ નથી. કેવળ કોઇ વિષયમાં સહાયતા કરવી અથવા ન કરવી એ કાંઇ ધર્મ નથી. યોગીજનોની મૂળ ભાવના એ છે કેઃ

જેમ ઇન્દ્રિયોના વિષયો સાથે આપણો સાક્ષાત્ સંબંધ થાય છે તેજ પ્રમાણે ધર્મ પણ પ્રત્યક્ષ કરી શકાય છે અર્થાત્ તેનો પણ સાક્ષાત્કાર થઇ શકે છે, અને એથી પણ વિશેષ ઉજ્જવળ રૂપે અનુભવી શકાય એમ છે. ઇશ્વર, આત્મા વગેરે ધર્મ પ્રતિપાદક જે સત્ય છે તે બાહ્ય ઇન્દ્રિયો દ્વારા પ્રત્યક્ષ થઇ શકે એમ નથી. ચક્ષુ દ્વારા આપણે ઇશ્વરને જોઈ શકીશું નહિં અથવા હાથ વડે તેનો સ્પર્શ કરી શકીશું નહિં. વળી આપણે એમ પણ જાણીએ છીએ કેઃ વિચાર એ આપણને ઇન્દ્રિયથી અતીત પ્રદેશમાં લઇ જઇ શકે એમ નથી, તે તો આપણને કોઇ એક સંપૂર્ણ અનિશ્ચિત પ્રદેશમાં પડતા મૂકી ચાલ્યા જાય છે. સમસ્ત જીવન ભલેને વિચારો કર્યા કરો પણ તેનું ફળ શું પ્રાપ્ત થશે? તેમ કરવાથી આધ્યાત્મિક તત્ત્વ, પ્રમાણભૂત છે કે અપ્રમાણભૂત તે સંબંધી કાંઇ પણ નિશ્ચય કરી શકશો નહિં. એવા વિચારો તો જગત્ હજારો વર્ષથી કરતું આવ્યું છે. આપણે જેનો સાક્ષાત્ અનુભવ કરી શકીએ તે જ મૂળ પાયો સમજી તેજ પાયા ઉપર યુક્તિ. વિચાર આદિ કરીએ છીએ. એ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કેઃ યુક્તિને એ વિષયના અનુભવ રૂપી હદમાં જ અવશ્ય ભ્રમણ કરવું પડે છે. તે એ હદ ઓળંગી શકે એમ નથી, અર્થાત્ આપણે જો કાંઇ પણ આધ્યાત્મિક તત્ત્વનો અનુભવ કરવો હશે તો તે માટે ઇન્દ્રિયથી અતીતના પ્રદેશમાં વિચરણ કરવું પડશે. યોગી મહાત્માઓ કહે છે કેઃ મનુષ્ય, ઇન્દ્રિયજ પ્રત્યક્ષ અને વિચાર શક્તિ એ ઉભયને ઓળંગી શકે છે. મનુષ્ય એ બુદ્ધિથી અતીતના પ્રદેશમાં જઇ શકે છે, અને એજ શક્તિ પ્રત્યેક પ્રાણીમાં અને પ્રત્યેક જન્તુમાં સમાયલી જ છે. યોગાભ્યાસદ્વારા એજ શક્તિ જાગ્રત થાય છે. તે

સમયે મનુષ્ય વિચારની હદ ઓળંગી જઈ તર્કના અગમ્ય વિષયો પ્રત્યક્ષ કરી શકે છે.

**तज्जः संस्कारोऽन्यसंस्कार प्रतिबन्धी ॥ ५० ॥**

**સૂત્રાર્થ**: આપણે પૂર્વ સૂત્રમાં જોઈ ગયા છીએ કેઃ જ્ઞાનાતીત ભૂમિમાં પ્રવેશ કરવાનો એક માત્ર ઉપાય **એકાગ્રતા** છે. વળી એમ પણ જોયું છે કેઃ આપણા પૂર્વ સંસ્કારો જ આપણને **એકાગ્રતા** પ્રાપ્ત કરવામાં વિઘ્ન સ્વરૂપ છે. તમે સર્વે એ જોયું છે કેઃ જ્યારે જ્યારે તમે મનને એકાગ્ર કરવાનો યત્ન કરો છો ત્યારે ત્યારે તમારા મનમાં અનેક પ્રકારના વિચારો ઉત્પન્ન થાય છે. જે સમયે ઈશ્વર સંબધી વિચાર કરો છો અથવા તેનું ધ્યાન ધરો છો તેજ સમયે એવા સર્વ સંસ્કારો જાગ્રત થઈ ઉઠે છે! તેઓ અન્ય સમયે તેટલા પ્રબળ રહેતા નથી, પરંતુ જ્યારે તમે તેને મનમાંથી દૂર હાંકી કાઢવાનો યત્ન કરો છો, તે સમયે તો તેઓ અવશ્ય પ્રબળ થઈ તમારા મન ઉપર તે ચઢી બેસે છે, અને તમારા મનને એકદમ ઘેરી વળે છે. એનું કારણ શું? એકાગ્રતાનો અભ્યાસ કરવા બેસો છો તે સમયે જ તેઓ એટલા બધા પ્રબળ થાય છે તેનું કારણ શું? એનું કારણ એ છે કેઃ જ્યારે તમે તેમને વશ કરવાનો યત્ન કરો છો ત્યારે જ તેઓ પોતાનું સર્વ બળ પ્રકટ કરે છે. અન્ય સમયે તેઓ એટલું બધું બળ પ્રકટ કરતા નથી. એવા પૂર્વ સંસ્કારોની સંખ્યા તો કેટલી બધી છે! ચિત્તના કોઇ એક સ્થાનમાં તેઓ જડાઈ રહ્યા છે અને વાઘની પેઠે કૂદકો મારી આક્રમણ કરવા જાણે સર્વદા તૈયાર જ થઈ રહ્યા છે. એમની ગતિ રોકી રાખવી જોઇએ કે જેથી આપણે જે ભાવ હૃદયમાં દૃઢ રાખવાની ઇચ્છા કરીએ તેજ ભાવ કેવળ હૃદયમાં પ્રવેશ કરે અને બીજા નિરર્થક ભાવ

–વિચારો–સંસ્કારો દૂર થઈ જાય. પરંતુ તેમ નહિં થતાં એકાગ્રતા કરવા બેસીએ છીએ ત્યારે જ તેઓ હૃદયમાં પ્રવેશ કરવાનો યત્ન કરે છે. પૂર્વસંસ્કારોમાં એટલી બધી શક્તિ છે કેઃ મનની એકાગ્રતા શક્તિને તે વિઘ્ન ઉપજાવી શકે. માટે જ **સમાધિ** સંબંધી ઉપર જે કહેવામાં આવ્યું છે તેનો અભ્યાસ કરવાની વિશેષ આવશ્યકતા છે. કારણ કેઃ તેજ (સમાધિ–ક્રિયા) પૂર્વસંસ્કારોનું નિવારણ કરવા–તેનો નાશ કરવા–શક્તિ માન છે. એ પ્રકારની સમાધિના અભ્યાસ દ્વારા જે સંસ્કાર ઉત્પન્ન થશે તે એટલા બધા પ્રબળ થશે કેઃ તે અન્ય નિરર્થક સંસ્કારોનું કાર્ય બંધ પાડી દઇ તેને વશ કરી લેશે.

**तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजःसमाधिः ॥ ५१ ॥**

**સૂત્રાર્થ**: તેનો ( અર્થાત્ જે સંસ્કારો અન્ય સર્વ સંસ્કારોને રોકી શકે છે તેનો ) અવરોધ કરી શકાય તો, સર્વનો નિરોધ થવાથી નિર્બીજ સમાધિ–સ્થિતિ ઉપસ્થિત થાય છે.

વ્યાખ્યાઃ તમારા સ્મરણમાં હશે કેઃ આપણા જીવનનું સર્વોચ્ચ ધ્યેય, **આત્માનો સાક્ષાત્કાર કરવો** એજ છે. આપણે **આત્માનો** સાક્ષાત્કાર કરી શકતા નથી તેનું કારણ એ છે કેઃ તે પ્રકૃતિ, મન અને શરીર સાથે મિશ્રિત થઇ રહ્યો છે. અત્યન્ત અજ્ઞાની મનુષ્યો હોય છે તેજ પોતાના દેહને **આત્મા** માની લે છે. એનાથી વિશેષ ઉન્નતિ પામેલા મનુષ્યો પોતાના મનને આત્મા માની લે છે. પરંતુ એ બન્ને પ્રકારના મનુષ્યો ભ્રમમાં પડયાં છે એમ માનવું. આત્માને સર્વ ઉપાધિયો સાથે મિશ્ર થવાનું કારણ શું? ચિત્તમાં એવા નાના પ્રકારના તરંગો ઉત્પન્ન થઇ આત્માને ઢાંકી દે છે. આપણે એ તરંગોમાંથી જ કેવળ આત્માનું કિંચિત્ પ્રતિબિમ્બ જોઇ શકીએ છીએ. જો ક્રોધ વૃત્તિનો પ્રવાહ, ચિત્તમાં ઉત્પન્ન થાય છે તો આપણે આત્માને ક્રોધયુક્ત અવલોકન કરીએ છીએ, અને કહીએ છીએ કેઃ

હું ક્રોધે ભરાયો છું. જો ચિત્તમાં પ્રેમનો તરંગ વહન થાય છે તો એ તરંગમાં આપણે પોતાને પ્રતિબિંબિત થયેલા જાણી કહીએ છીએ કેઃ હું સર્વને ચ્હાઉં છું. જ્યારે દુર્બળતા રૂપી વૃત્તિ ચિત્તમાં ઉદય પામે છે ત્યારે આપણે તેમાં પ્રતિબિંબિત થયા હોઇએ એમ જણાય છે અને હું દુર્બળ જ છું એમ માનીએ છીએ. આવી જૂદી જૂદી અનેક ભાવનાઓ પૂર્વ સંસ્કારમાંથી જ ઉત્પન્ન થઇ આત્માના યથાર્થ સ્વરૂપને ઢાંકી દે છે. ચિત્ત-સરોવરમાં જ્યાંસુધી એક પણ (વૃત્તિ) પ્રવાહ (સંસ્કાર) વહન થાય છે ત્યાંસુધી આત્માનું સત્ય સ્વરૂપનું દર્શન થઈ શકશે નહિં. જ્યાંસુધી સર્વ (વૃત્તિ) પ્રવાહ તદ્દન શાન્ત નહિ થઇ જાય ત્યાં સુધી આત્માનું સત્યસ્વરૂપ કદી પણ પ્રકટ થશે નહિં. તે જ કારણને લીધે મહર્ષિ પતંજલિએ પ્રથમ એ પ્રવાહ સ્વરૂપ વૃત્તિઓ શી વસ્તુ છે તે દર્શાવ્યા પછી દ્વિતીયતઃ એવું જ શિક્ષણ આપ્યું છે કેઃ જેમ એક મ્હોટો અગ્નિ, ન્હાની ચિણગારીઓને ગ્રાસ કરે છે. તેજ પ્રમાણે એક (વૃત્તિ) પ્રવાહને એટલો બધો પ્રબળ કરવો જોઇએ કેઃ જેથી અન્ય (વૃત્તિ) પ્રવાહો એકદમ લુપ્ત થઈ જઇ પેલો એક જ પ્રવાહ માત્ર ચિત્તમાં વિદ્યમાન રહે. એમ થવાથી તે એક પ્રવાહનો પણ લોપ કરી શકાશે અને જ્યારે તેનો પણ લોપ થઇ જશે, ત્યારે જ ઉપરોક્ત સમાધિ નિર્બીજ રૂપે બદલાઇ જશે. તે સમયે એ સમાધિ સ્થિતિમાં બીજો કોઇપણ (સંસ્કાર) પ્રવાહ વહન થશે નહિં. આત્મા નિજ સ્વરૂપમાં, નિજ મહિમામાં અવસ્થિત રહે છે. આપણે તે (સમાધિ) સમયે જ જાણી શકીશું કેઃ આત્મા એ મિશ્ર પદાર્થ નથી. એજ જગતમાં એક માત્ર નિત્ય અમિશ્ર પદાર્થ છે. તેથી તેનો જન્મ નથી, મૃત્યુ પણ નથી, તે તો અમર છે. અવિનશ્વર છે. તે આત્મા નિત્ય ચૈતન્ય સત્તા સ્વરૂપ છે.



# દ્વિતીય અધ્યાય ।

## સાધનપાદ.

**तपः स्वाध्यायेश्वरप्रणिधानानि क्रिया योगः ॥ १ ॥**

**સૂત્રાર્થ:** તપસ્યા, અધ્યાત્મ-શાસ્ત્ર પાઠ અને સર્વ કર્મફળ ઇશ્વરને સમર્પણ કરવું એને ક્રિયાયોગ કહે છે.

વ્યાખ્યા: પૂર્વે અધ્યાયમાં સમાધિ સંબંધી જે કથન કરવામાં આવ્યું છે તે સમાધિ ( સ્થિતિ ) પ્રાપ્ત કરવી અતિ દુર્ઘટ છે. એટલા માટે જ આપણે ધીમે ધીમે ( સમાધિ સ્થિતિ પ્રાપ્ત થાય, એવો અભ્યાસ કરવો જોઇએ. એના પ્રથમ સોપાનને **ક્રિયાયોગ** કહે છે. એ ક્રિયાયોગ શબ્દનો શબ્દાર્થ એ છે કે: કર્મદ્વારા યોગની દિશામાં આગળ વધવું. આપણી ઇન્દ્રિયો અશ્વસ્વરૂપ છે, મન તેની દોરી અથવા લગામ સ્વરૂપ છે, બુદ્ધિ એ સારથિ અને આત્મા એ રથનો આરોહી, ( રથમાં બેસનાર) છે. આ શરીર એક રથ જેવું છે. મનુષ્યનો આત્મા કે જે ગૃહસ્વામી છે, તે રાજા સ્વરૂપે એ રથમાં બિરાજી રહ્યો છે. જો અશ્વો અતિશય પ્રબળ હોય, દોરી અથવા લગામ દ્વારા વશમાં રહેવા ઇચ્છતા ન હોય અને જો બુદ્ધિરૂપી સારથિ, એ જ અશ્વોને કેવી રીતે વશમાં રાખવા તે જાણતો ન હોય તો એ રથ મહાન્ વિપત્તિમાં સપડાઈ જાય. પરંતુ તેથી ઉલટી રીતે વિચારીએ કે જો ઇન્દ્રિય સ્વરૂપ અશ્વો ઉત્તમરૂપે વશમાં રહે અને મનરૂપી દોરી ( લગામ ) બુદ્ધિરૂપી સારથિના હાથમાં દૃઢ

રૂપે પકડવામાં આવી હોય તો એ રથ યોગ્ય રીતે, ગન્તવ્ય સ્થાને પહોંચી શકે. આ સ્થળે તપસ્યા શબ્દ વપરાયો છે તેનો અર્થ સમજવો જોઇએ. તપસ્યા શબ્દનો અર્થ એ છે કેઃ આ શરીર અને ઇન્દ્રિયોને ચલાવતી વખતે, વિશેષ બળપૂર્વક દોરી પકડવી જોઇએ અને તેમને ઇચ્છાનુસાર કાર્ય કરવા નહિં દેતાં આત્મવશમાં રાખવી જોઇએ. હવે શાસ્ત્ર પઠન અથવા સ્વાધ્યાય સંબંધી ખુલાશો કરીએ. પઠનનો અર્થ શો સમજવો ? એનો અર્થ નાટક, નવલકથા, અથવા નિરર્થક ગપાટાનાં પુસ્તકો સમજવાં નહિં. જે ગ્રન્થોમાં આત્માની મુક્તિ કયે પ્રકારે થાય, એ સંબંધી શિક્ષણ મળે તેવાં પુસ્તકોનો અભ્યાસ કરવો જોઇએ વળી સ્વાધ્યાયનો અર્થ તર્ક અથવા વિચારાત્મક પુસ્તકો વાંચવાં એ નથી. એનો અર્થ તો એ છે કેઃ જેઓ યોગી છે, તેઓ વિચાર કરીને તૃપ્ત થઇ ગયા છે, હવે તેમને વિચાર કરવાની રૂચિ નથી. તેઓ પોતાની ધારણાઓને દઢ કરવા માટે જ માત્ર અભ્યાસ કરે છે. શાસ્ત્રીય જ્ઞાન બે પ્રકારનું છે. એક પ્રકારનું નામ વાદ ( જે તર્ક-યુક્તિ અને વિચારાત્મક છે તે ) અને દ્વિતીય-સિદ્ધાંત. ( મીમાંસાત્મક. ) મનુષ્યો અજ્ઞાન અવસ્થામાં પ્રથમ પ્રકારનું શાસ્ત્રીય જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રવૃત્ત થાય છે. તે જ્ઞાન કેવળ તર્ક યુદ્ધ જેવું છે. પ્રત્યેક વસ્તુની સર્વ દિશાઓ જોઇને વિચાર કરવો. એવો વિચાર પૂર્ણ કરી રહેતાં જ તેઓ કોઈ એક મીમાંસામાં ઉપસ્થિત થાય છે. પરંતુ માત્ર કોઇ સિદ્ધાંત ગ્રહણ કર્યાથી વળશે શું ? જે સિદ્ધાંત સ્વીકાર્યો હોય તે સંબંધી મનની ધારણા દઢ કરવી જોઇએ. શાસ્ત્ર, અનન્ત છે અને સમય સંક્ષિપ્ત છે, માટે જ્ઞાન પ્રાપ્ત કરવાનું ગુપ્ત કૌશલ એ છે કેઃ સર્વ વસ્તુમાંથી સારગ્રહણ કરી લેવો એજ ઉચિત છે. એવો સાર ગ્રહણ કરીને તેમાં

આપેલા ઉપદેશ પ્રમાણે જીવન વ્યતીત કરવું જોઇએ. ભારતવર્ષમાં પ્રાચીનકાળથી જ એક કહેવત પ્રચલિત છે કેઃ જો તમે કોઇ હંસની પાસે દુધ-જળ મિશ્રિત એક વાસણ મૂકશો તો તે હંસ, તેમાંથી તમામ દૂધ પી જશે અને જળનો ભાગ પડયો રહેવા દેશે. એ પ્રમાણે જ જ્ઞાનનો જે વિભાગ પ્રયોજનીય છે, તે ગ્રહણ કરવો અને અસાર વિભાગ પડયો રહેવા દેવો જોઇએ. પ્રથમ અવસ્થામાં એવી બુદ્ધિનો ઉપયોગ કરવાની આવસ્યકતા છે. અંધ-શ્રદ્ધા પૂર્વક કોઇ પણ વસ્તુ ગ્રહણ કરવાથી સુફળ પ્રાપ્ત થશે નહિં. તેમ છતાં પણ જે યોગી છે, તેઓ એવી તર્ક-યુક્તિની અવસ્થા ઓળંગી જઇ એક પર્વત જેવા અચલ, અટલ, દૃઢ સિદ્ધાંતનો આશ્રય લઇ બેઠા છે. એ પછી તેમનો ઉદ્દેશ્ય માત્ર એ સિદ્ધાંત પ્રત્યે દૃઢ પ્રત્યય થવાનો જ રહે છે. તેઓ કહે છે કેઃ " વિચારો કર્યા કરશો નહિં. જો કોઇ બળપૂર્વક તમારી સાથે તર્ક-વિવાદ કરવા આવે તો તમે તેની સાથે તર્ક-વિવાદ નહિં કરતાં ચૂપ થઇ જજો. તેના કોઇ પણ તર્કનો ઉત્તર નહિં દેતાં તમે તમારી ભાવનામાં જ દૃઢ રહેજો. કારણ કેઃ એવો તર્ક-વિવાદ કરવાથી માત્ર મન ચંચળ થાય છે એટલું જ. તર્કનું પ્રયોજન માત્ર બુદ્ધિને સતેજ કરવા પૂરતું જ છે. તે કાર્ય જ્યારે પૂર્ણ થઇ જાય ત્યારે પછી મસ્તકને નાહક ચંચળ કરવાનું પ્રયોજન શું? બુદ્ધિ એ કેવળ એક દુર્બળ યંત્ર છે. તે માત્ર આપણને ઇન્દ્રિયોની હદમાં સમાયલું જ્ઞાન આપી શકે છે. યોગીઓનો ઉદ્દેશ્ય તો ઇન્દ્રિયાતીત પ્રદેશમાં ગમન કરવાનો છે. તેથી તેમને બુદ્ધિ ચલાવવાનું વિશેષ પ્રયોજન નથી. તેઓ એ વિષયમાં દૃઢ નિશ્ચિત થઇ ગયા છે, તેથી તેઓ વિશેષ તર્ક કરતા નથી. તેઓ તો શાન્ત રીતે જીવન વ્યતીત કરી રહ્યા હોય છે. કારણ કેઃ તર્ક કરવાથી મન સમાનતા ગુમાવી

એસે છે અને ચિત્તમાં અવ્યવસ્થા ઉત્પન્ન થાય છે. વળી ચિત્તની એવી અવ્યવસ્થા–ચંચળતા–યોગીઓને માટે વિઘ્નસ્વરૂપ છે. એવા તર્ક, યુક્તિ અથવા વિચારપૂર્વક તત્ત્વ–અન્વેષણ; એ સર્વ કેવળ પ્રથમ શિક્ષણ ગ્રહણ કરનારને માટે જ ઉચિત. એવાં તર્ક–વિચાર–યુક્તિથી અતીતના પ્રદેશમાં અતિ ઉચ્ચ પ્રકારનાં તત્ત્વો વિદ્યમાન છે. સર્વ જીવન કેવળ વિદ્યાલયના બાળક–વિદ્યાર્થીની પેઠે વિવાદ કરીને અથવા વિચાર–સમિતિની પેઠે સમાપ્ત કરવા જેવું નથી. ઇશ્વરને કર્મફળ અર્પણ કરવાં–એનો અર્થ એ છે કેઃ કર્મને માટે સાધકે પોતે કોઇ પણ પ્રકારની નિન્દા અથવા પ્રશંસાને પાત્ર નહિં થતાં એ બન્ને ઇશ્વરને સમર્પણ કરી પોતે શાન્તિમાં નિવાસ કરવો એજ છે.

**स समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च ॥२॥**

**સૂત્રાર્થ**ઃ એ ક્રિયાયોગનું પ્રયોજન, સમાધિ અભ્યાસની સગવડ અને ક્લેશજનક વિઘ્નોને ઓછાં કરી દેવાં એજ છે.

વ્યાખ્યાઃ આપણે અનેક મનુષ્યોએ મનને વહાલાં બાળકના જેવું બનાવી દીધું છે. તેને જે વિષય–ભોગ–ભોગવવા જોઇએ છે તે પૂરા પાડીએ છીએ. તેટલા માટે જ સર્વદા ક્રિયાયોગનો અભ્યાસ કરવો આવશ્યક છે કે જેથી મન ને પોતાને વશ કરી શકાય. સંયમના અભાવને લીધે જ ગોગ ( ક્રિયાઓ ) માં અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે અને તેમ થવાથી અનેક કલેશ ઉત્પન્ન થાય છે. એમને દૂર કરવાનો ઉપાય એ છે કેઃ ક્રિયાયોગદ્વારા મનને વશ કરવું અને તે ( મનને ) તેનું કાર્ય કરવા દેવું નહિં.

**अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः क्लेशाः ॥३॥**

**સૂત્રાર્થ**ઃ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ ( સંસારી જીવનની અતિ પ્રબળ ઇચ્છા ) એ સર્વને ક્લેશ કહે છે.

વ્યાખ્યા: એનું નામ પંચ-ક્લેશ કહેવામાં આવે છે. એ પંચ-બંધન-સ્વરૂપ થઇ મનુષ્યોને સંસારમાં બદ્ધ કરી રાખે છે. અવશ્ય, અવિદ્યા એજ એ સર્વની જનની છે. અવિદ્યા એજ મનુષ્યોના દુઃખનું કારણ છે. બીજા કોનામાં શક્તિ છે કે: તે આપણને એવા દુઃખમાં પડયા રહેવા દે. આત્મા એ તો નિત્ય આનંદ સ્વરૂપ છે. એને અજ્ઞાન, ભ્રમ અને માયા, સિવાય બીજું કોણ દુઃખી કરી શકે એમ છે? એવું સર્વ પ્રકારનું આત્મ-દુઃખ એ પણ કેવળ ભ્રમ માત્રજ છે.

**अविद्या क्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥४॥**

**સૂત્રાર્થ:** અવિદ્યા એજ (તે ક્લેશોને) ઉત્પન્ન કરનાર છે. તેઓ ક્વચિત લીન ભાવે, ક્વચિત્ સૂક્ષ્મભાવે, ક્વચિત્ અન્યવૃત્તિ દ્વારા વિચ્છિન્ન અર્થાત્ પરાજિત થાય છે અથવા ક્વચિત પ્રકટ થાય છે.

વ્યાખ્યા: એ સંસ્કારો જૂદા જૂદા મનુષ્યોના મનમાં જૂદા જૂદા પ્રમાણમાં હોય છે. ક્વચિત્ તેઓ નિન્દ્રિત ભાવે હોય છે. તમે અનેક વખત "બાળક જેવા અજ્ઞાન" એ વાક્ય સાંભળ્યું હશે. પરંતુ એ બાળકના અંદરજ દેવતા અથવા અસુરની ભાવના હોય છે. એ ભાવના ક્રમશઃ પ્રકટ થશે. યોગીના હૃદયમાં એ સંસ્કારો તનુ-ભાવે હોય છે. એનું કારણ એ છે કે: તેઓ અતિ સૂક્ષ્મ અવસ્થામાં નિવાસ કરે છે. તેઓ તેમને દમન કરી શકે છે. તેમનામાં તેને વ્યક્ત નહિં થવા દેવાની શક્તિ છે. કેટલાક સંસ્કારોને વિચ્છિન્ન અવસ્થામાં અને કેટલાક સંસ્કારોને કેટલાક સમયને માટે આચ્છન્ન કરી રાખે છે. પરંતુ જ્યારેં આચ્છન્નકારક કારણો દૂર થઇ જાય છે ત્યારે જ તેઓ પ્રકટ થઇ જાય છે. છેલ્લી અવસ્થાનું નામ ઉદાર-અવસ્થા. એ અવસ્થામાં સંસ્કારો યોગ્ય સહાયતા પ્રાપ્ત કરી શુભ અથવા અશુભ રૂપેં, અતિ પ્રબળ ભાવે કાર્ય કરી રહે છે.

**अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्म ख्यातिरविद्या ॥ ५ ॥**

**સૂત્રાર્થ:** અનિત્ય, અપવિત્ર, દુઃખકર અને આત્મા-સિવા-યના પદાર્થમાં જે નિત્ય, શુચિ, સુખકર અને આત્મા કહેવા જેવો ભ્રમ થાય છે તેને અવિદ્યા કહે છે.

વ્યાખ્યા: એ સર્વ સંસ્કારોનું કારણ માત્ર "અજ્ઞાન" છે. આપણે જાણવું જોઇએ કે: "અજ્ઞાન" એટલે શું? આપણે સર્વ કહીએ છીએ કે: "હું શરીર" છું–શુદ્ધ જ્યોતિર્મય નિત્ય આનન્દ સ્વરૂપ આત્મા નથી. એનું નામ જ અજ્ઞાન. આપણે મનુષ્યને શરીર કહીએ છીએ અને તેને શરીર જ જોઇએ છીએ એજ મહાન્ ભ્રમ છે.

**दृग्दर्शनशक्त्योरेकात्मतेवाऽस्मिता ॥ ६ ॥**

**સૂત્રાર્થ:** દ્રષ્ટા અને દર્શન શક્તિનો ઐક્યભાવ એનું નામ જ અસ્મિતા.

વ્યાખ્યા: આત્મા એજ યથાર્થ દ્રષ્ટા છે. તે શુદ્ધ, નિત્ય, પવિત્ર, અનન્ત અને અમર છે. એના વ્યવહારના યન્ત્રો ક્યાં ક્યાં છે? ચિત્ત, બુદ્ધિ અર્થાત્ નિશ્ચયાત્મિકા વૃત્તિ, મન અને ઇન્દ્રિયો; એ સર્વ તેના યન્ત્રો છે. બાહ્ય-જગત્ જોવા માટે એ સર્વ તેના ઉપાય સ્વરૂપ છે અને જ્યારે એ સર્વે આત્મા સાથે એક હોય તેવા જણાય છે ત્યારે જ આપણે તેને અસ્મિતા અથવા અહંકાર સ્વરૂપ અજ્ઞાન કહીએ છીએ. આપણે કહીએ છીએ કે: "હું ચિત્ત વૃત્તિ છું, હું દુઃખી થાઉં છું અથવા હું સુખી છું." પરંતુ જોવાનું એ એ છે કે: "કયે પ્રકારે આપણે દુઃખી થઇએ છીએ" અથવા શા કારણથી કોઇનો પણ તિરસ્કાર કરી શકીએ છીએ? આત્મા સાથે આપણે પોતાને અભેદ જાણવા જોઇએ. આત્માનું તો કદી પણ

પરિણામ થતું નથી. આત્મા જ્યારે અપરિણામી છે તો પછી તે કયે પ્રકારે એક સમયે, અને બીજી ક્ષણે સુખી થઈ શકે? તે (આત્મા) નિરાકાર, અનન્ત અને સર્વ-વ્યાપક છે. તેને પરિણામ વાળો કોણ કરી શકે એમ છે? આત્મા એ સર્વ પ્રકારના નિયમોથી અતીત છે. તેને કયે પ્રકારે વિકૃત કરી શકાય? જગત્‌માં આત્મા ઉપર કોઇ પણ મનુષ્ય કાંઈ પણ કાર્ય કરી શકે એમ નથી. તેમ છતાં આપણે અજ્ઞાનતાને લીધે પોતાને મનોવૃત્તિ સાથે એકાભૂત કરી નાંખીએ છીએ, અને સુખ અથવા દુઃખનો અનુભવ થતો હોય એમ મનમાં જ માની લઇએ છીએ.

**सुखानुशायी रागः ॥ ७ ॥**

**સૂત્રાર્થ:** જે મનોવૃત્તિ કેવળ સુખકર પદાર્થ પ્રત્યે જ ધાવમાન થાય છે તેને રાગ કહે છે.

વ્યાખ્યા: આપણને કોઈ કોઇ વિષયમાં સુખ પ્રાપ્ત થાય છે. જેના વડે આપણને સુખ પ્રાપ્ત થાય છે તેના પ્રત્યે મન એક પ્રવાહની પેઠે પ્રવાહિત થાય છે. સુખ-કેન્દ્ર પ્રત્યે ધાવમાન થતા (દોડતા) આપણા મનના એ પ્રવાહને જ રાગ અથવા આસક્તિ કહે છે. આપણને જે વડે સુખ પ્રાપ્ત થતું નથી, તેના કોઇ પણ વિષય પ્રત્યે મન કદી પણ આકર્ષાતું નથી. આપણે અનેક સમયે નાના પ્રકારના, વિચિત્ર વ્યાપારોમાંથી પણ સુખ પ્રાપ્ત કરી શકીએ છીએ. તેમ છતાં પણ રાગનાં જે લક્ષણ કથવામાં આવ્યાં છે તે સર્વત્ર જ જોવામાં આવે છે. આપણે જે સ્થળે સુખ પ્રાપ્ત કરીએ છીએ તે સ્થળે જ આકર્ષાઇએ છીએ.

**दुःखानुशायी द्वेषः ॥ ८ ॥**

**સૂત્રાર્થ:** દુઃખકર પદાર્થ પ્રત્યે પુનઃ પુનઃ સ્થિતિશીલ અન્તઃકરણની વિશેષ વૃત્તિને દ્વેષ કહે છે.

વ્યાખ્યાઃ આપણને દુઃખકર થાય તેવા વિષયોનો આપણે તુરતજ ત્યાગ કરવાનો યત્ન કરીએ છીએ.

**स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः ॥ ९ ॥**

**સૂત્રાર્થ:** જે વાસનાના સંસ્કાર રૂપ છે અને પોતાના સ્વભાવમાં થઇને જ પ્રવાહિત થાય છે અને જે પણ્ડિત મનુષ્યોમાં પણ જોવામાં આવે છે તેનું નામ અભિનિવેશ અર્થાત્ જીવન પ્રત્યે મમતા કહેવાય છે.

વ્યાખ્યાઃ આ જીવનમાં પ્રત્યેક જીવોને મમતા હોય એવું સ્પષ્ટ જોઇ શકાય છે. એના ઉપર પરકાલ સંબંધી અનેક મત સ્થાપન કરવાનો યત્ન કરવામાં આવ્યો છે. કારણ કેઃ લોકો ઐહિક જીવન એટલું બધું પસંદ કરે છે કેઃ તેઓ એક ભવિષ્ય-જીવનની પણ આકાંક્ષા કરતા હોય છે. અવશ્ય, કહેવું જ પડશે કે એ યુક્તિનું કાંઈ વિશેષ મૂલ્ય નથી. તો પણ એમાં એક એવો આશ્ચર્યજનક વ્યાપાર જોવામાં આવે છે કેઃ પાશ્ચાત્ય દેશોમાં આ જીવનની મમતા ઉપરથી જ પરલોકની સમ્ભવનીયતા સૂચિત થાય છે. તે તેમના મત પ્રમાણે, કેવળ મનુષ્યને માટે જ છે. જન્તુઓને માટે નહિં. ભારતવર્ષમાં, પૂર્વ સંસ્કાર અને પૂર્વ જીવન પ્રમાણિત કરવા માટે, આ જીવનની મમતાને જ એક યુક્તિ માનવામાં આવે છે. ક્યારે કેઃ સર્વ જ્ઞાન આપણા પ્રત્યક્ષ અનુભવ ઉપરથી જ પ્રાપ્ત થઇ શકે, તો પછી એટલું નિશ્ચય પૂર્વક માનવું પડે કેઃ જેનો આપણે પ્રત્યક્ષ અનુભવ કર્યો નથી તેની કદી કલ્પના પણ કરી શકીએ નહિં તેમ જ તે સમજવા શક્તિમાન પણ થઇ શકીએ નહિં. મરઘાંના બચ્ચાં ઇંડામાંથી નિકળતાં જ પોતાનો ખોરાક શોધી ખાવાનો આરંભ કરે છે. અનેક સમય એવું પણ જોવામાં આવ્યું

છે કેઃ મરઘી દ્વારા બતકના ઈંડા ઉત્પન્ન કરાવવામાં આવે છે ત્યારે બતકનાં બચ્ચાં ઈંડામાંથી બહાર નીકળતાં જ તુરતજ જળમાં ચાલ્યાં ગયાં હોય છે. જો પ્રત્યક્ષ અનુભવ એજ જ્ઞાન પ્રાપ્ત કરવાનો કેવળ એક ઉપાય હોય તો મરઘીનાં બચ્ચાં ખાદ્ય શોધતાં શીખ્યાં ક્યાંથી? અથવા જળ એજ પોતાનું નિવાસ સ્થાન છે એવું બતકનાં બચ્ચાં શી રીતે જાણી શક્યાં? તમે કહેશો કેઃ એવું જ્ઞાન તો તેમને સાધારણ રીતે જ-સ્વાભાવિક જ ( Instinct ) હોય છે તો પછી તેનો કાંઇ અર્થજ નહિં એમ કહેવાશે. માત્ર તમે એક શબ્દનો પ્રયોગ કર્યો એમજ કહેવાશે-તેથી કાંઇ વિશેષ સમજાશે નહિં. સ્વાભાવિક ( Instinct ) જ્ઞાન એટલે શું? આપણામાં પણ એવું સ્વાભાવિક જ્ઞાન અનેક પ્રકારે વિદ્યમાન છે. આપણામાં પણ અનેક સ્રીયો પિયાનો વગાડી શકે છે. તમારા સ્મરણમાં હશે કેઃ જ્યારે તમે એ શિક્ષણ પ્રથમ પ્રાપ્ત કરો છો ત્યારે તમારે કાળા અને સફેત એવા અનેક પરદા ઉપર એક પછી એક આંગળીઓ મૂકવી પડે છે. પરંતુ અનેક દિવસનાં અભ્યાસ પછીથી તો તમે કદાચ કોઇ મિત્ર સાથે વાર્તાલાપ કરતા હશો તો પણ તેની સાથે જ પિયાનો પણ બરાબર વગાડતા જ જશો. આ સમયે એ વિદ્યા તમને સ્વાભાવિક રૂપે જ સાધ્ય થઈ ગઈ હોય છે. આપણે જે અન્ય કાર્યો કરીએ છીએ તે સંબંધી પણ એમજ સમજવું. અભ્યાસ થતાંજ તે જ્ઞાન સ્વાભાવિક જ્ઞાનના રૂપમાં જ બદલાઇ જાય છે, પરંતુ દૂરદષ્ટિપૂર્વક વિચારતાં આપણને જણાય છે કે, પૂર્વે જે જ્ઞાન વિચારપૂર્વક હતું તેજ આ સમયે નિમ્ન ભાવાપન્ન થઇ સ્વાભાવિક જ્ઞાનમાં બદલાઇ ગયું છે.

યોગીઓની ભાષામાં કહીએ તો સ્વાભાવિક જ્ઞાન એ વિચાર-

ની નિમ્ન ભાવાપન્ન અવસ્થા જ છે. વિચારજનિત જ્ઞાન એ અવનત ભાવાપન્ન થઇ સ્વાભાવિક જ્ઞાનરૂપે બદલાય છે, એટલે આપણે જેને સ્વાભાવિક જ્ઞાન કહીએ છીએ તે કેવળ માત્ર વિચારજનિત જ્ઞાનની નિમ્નાવસ્થા જ છે, એમાં કાંઈ પણ સંદેહ નથી. વળી એવા વિચાર પ્રત્યક્ષ અનુભવ વગર થઇ શકે નહિ. એટલે કહેવું પડશે કેઃ સર્વ પ્રકારનું સ્વાભાવિક જ્ઞાન પૂર્વ પ્રત્યક્ષ અનુભવનું જ ફળ છે. મરઘા બાજ પક્ષીથી બ્હીયે છે. બતકનાં બચ્ચાં જળને ન્હાય છે. એ સર્વ પૂર્વ પ્રત્યક્ષ અનુભવનું જ ફળ છે. હવે પ્રશ્ન એ થશે કેઃ એ અનુભવ જીવાત્માનો કે કેવળ શરીરનો ? બતક અત્યારે જે જ્ઞાનનો અનુભવ કરે છે તે કેવળ તેને તેના પિતૃ પુરૂષોના અનુભવ ઉપરથી પ્રાપ્ત થયું છે કે તે તેનો પોતાનોજ અનુભવ છે ? વર્તમાન કાલના વૈજ્ઞાનિકો કહે છે કેઃ એ કેવળ તેમના શરીરનો જ ધર્મ છે. પરંતુ યોગીઓ કહે છે કેઃ " એ તો તેમના મનનો અનુભવ છે–શરીર દ્વારા કેવળ સંચાલિત થાય છે એટલું જ. એને જ પુનર્જન્મવાદ કહે છે. આપણે પૂર્વે જોયું છે કેઃ "આપણું સર્વ જ્ઞાન કે જેને આપણે પ્રત્યક્ષ, વિચારજનિત જ્ઞાન અથવા સ્વાભાવિક જ્ઞાન કહીએ છીએ તે સર્વ પ્રત્યક્ષ અનુભવરૂપી જ્ઞાનની એક પ્રણાલી દ્વારા જ પ્રાપ્ત થાય છે. તેથી આપણે જેને સ્વાભાવિક જ્ઞાન કહીએ છીએ તે આપણા પૂર્વ પ્રત્યક્ષ અનુભવનું જ ફળ છે, અને એજ આ સમયે અવનત–ભાવાપન્ન થઇ સહજાત જ્ઞાનરૂપે બદલાયું છે. તે સ્વાભાવિક જ્ઞાન વિચારજનિત જ્ઞાનરૂપે પુનઃ જન્મ પામી શકે છે. સર્વ જગતમાં એવો જ વ્યાપાર ચાલી રહ્યો છે. એના ઉપર જ ભારતવર્ષના પુનર્જન્મવાદની એક મૂખ્ય યુક્તિનો આધાર છે. પૂર્વે–અનુભવેલા અનેક ભયપ્રદ સંસ્કારો સમય આવતાં જ

આ જીવનમાં મમતારૂપે બદલાઇ ગયા છે, એ કારણથી જ બાળક, અતિ બાલ્યકાલથી જ પોતાની મેળે બ્હી ઉઠે છે, કારણ કે તેના મનમાં કષ્ટના સંસ્કારો પૂર્વથી જ પડેલા છે. અતિશય વિદ્વાન્ પુરૂષો કે જેઓ શરીર ચાલ્યું જવાનું છે એમ જાણે છે અને જેઓ કહે છે કે: "આત્માનું મૃત્યુ નથી, અમારા સેંકડો શરીર થઈ ગયાં છે તેથી ભય શો છે?" તેમનામાં સર્વ પ્રકારની વિચાર જનિત ધારણા હોવા છતાં પણ આ જીવન ઉપર તેમને અતિશય મમતા હોય એવું જોવામાં આવ્યું છે. જીવન ઉપર વળી મમતા કેવી? આપણે જોયું છે કે: એ તો આપણે માટે સહજ અથવા સ્વાભાવિક જ થઇ પડયું છે. યોગીઓની દાર્શનિક ભાષામાં એ સંસ્કારરૂપે બદલાઈ રહેલું કહેવામાં આવે છે. એ સંસ્કારો સૂક્ષ્મ અથવા ગુપ્ત રૂપે ચિત્તની અંદર જાણે નિદ્રિત થઈ રહ્યા છે. પૂર્વ મૃત્યુના અનુભવો, જેને આપણે સ્વાભાવિક જ્ઞાન કહીએ છીએ તેઓ, જ્ઞાનની નિચલી ભૂમિકામાં સ્થિત થઇ રહ્યા છે. એ સર્વે ચિત્તમાં જ નિવાસ કરે છે. વળી તેઓ નિષ્ક્રિય રૂપે નિવાસ કરે છે એમ નથી. તેઓ અંદર ને અંદર જ કાર્ય કરે છે. ચિત્ત-વૃત્તિયો અર્થાત્ જેઓ સ્થૂળ ભાવે પ્રકટ થઇ રહી છે તેઓને આપણે સારી પેઠે સમજી શકીએ છીએ અને અનુભવ પણ કરી શકીએ છીએ. તેમને સહજે વશ કરી શકાય પરંતુ તે સર્વે અતિ સૂક્ષ્મ સંસ્કારરૂપી વૃત્તિયો શી રીતે વશ થઇ શકે? તેમને કયે પ્રકારે વશ કરી શકાય? જ્યારે આપણે ક્રોધે ભરાઇએ છીએ ત્યારે આપણું મન જાણે એક મહાક્રોધનાં તરંગોનો આકાર ધારણ કરે છે. આપણે તેનો અનુભવ કરી શકીએ છીએ. તેને જોઇ શકીએ છીએ. એને જાણે હાથવડે હલાવી શકીએ છીએ. તેની સાથે ઇચ્છા હોય તેમ ઝટ કરી શકીએ છીએ. એની સાથે યુદ્ધ કરી શકીએ

છીએ, પરંતુ જો આપણે મનના અતિ ઉંડા પ્રદેશમાં પ્રવેશ ન કરી શકીએ તો એ સંસ્કાર-ભાવવાળી વૃત્તિયો સાથે કદી પણ યુદ્ધ કરી ઇચ્છિત ફળ પ્રાપ્ત કરી શકીશું નહિ. કોઇ માણુસ આપણી સાથે કડક સંભાષણુ કરી જાય છે, ત્યારે આપણે સમજીએ છીએ કે આપણો મિજાજ ગરમ થઇ ઉઠયો છે! તેણે વિશેષ કડક ભાષણુ કર્યું એટલે આપણે તેની ઉપર વિશેષ ક્રોધે ભરાઇ ઉન્મત થઈ ગયા; આત્મભાન ભૂલી ગયા અને ક્રોધવૃત્તિની સાથે જ જાણે આપણે પોતે પોતાને મેળવી દીધા. જે સમયે તે માણુસ આપણુને પ્રથમ કટુ બોલવા લાગ્યો તે વખતે પણુ આપણે સમજી શક્યા હતા કે: આપણુને ક્રોધ ઉત્પન્ન થવા લાગ્યો છે. તે સમયે ક્રોધ અને આપણે, એ બન્ને જૂદા જૂદા હતા. પરંતુ જ્યારે આપણે સંપૂર્ણ ક્રોધે ભરાઇ ગયા ત્યારે આપણે ક્રોધના રૂપમાં બદલાઇ જ ગયા. એ (ક્રોધ) વૃત્તિને તેના મૂળમાંથી જ—તેની સૂક્ષ્મ--અવસ્થામાંથી જ ઉખેડી નાંખવી જોઇએ. તે આપણા ઉપર કાર્ય કરે છે. એ વૃત્તિયો આપણા ઉપર સત્તા જમાવે છે એવું સમજતાં જ તેમને આપણે વશ કરી દબાવી દેવી જોઇએ. જગતનાં અનેક મનુષ્યો એ વૃત્તિયોની સૂક્ષ્માવસ્થાનું અસ્તિત્ત્વ શુદ્ધાં જાણતાં નથી. સૂક્ષ્મ અવસ્થા કોને કહેવી? જે અવસ્થામાં વૃત્તિયો જ્ઞાનની નિચલી ભૂમિકામાંથી ધીમેધીમે ઉદય પામે છે, તેને જ સૂક્ષ્મ-અવસ્થા કહેવાય છે. જ્યારે કોઇ એક સરોવરના તળીયામાંથી એક તરંગ ઉત્પન્ન થાય છે ત્યારે આપણે તેને જોઇ શકતા નથી; એટલું જ નહિં પણ તે પાણીની સપાટીની નજીક આવે છે ત્યારે પણ આપણે તેને જોઇ શકતા નથી. પરંતુ જ્યારે તે છેક ઉપર આવી તરંગનો આકાર ધારણ કરે છે ત્યારે જ આપણે જાણી શકીએ છીએ કે એક તરંગ ઉઠયો છે. જ્યારે આપણે એ

તરંગોની સૂક્ષ્માવસ્થામાંથી જ તેને પકડી શકીએ ત્યારે જ આપણે તે તરંગોનું નિવારણ કરી શકીએ. એ પ્રમાણે જ સ્થૂલ ભાવે બદલાઇ જવા પહેલાં જ, સૂક્ષ્માવસ્થામાં એ ઇન્દ્રિય-વૃત્તિયોનો સંયમ જ્યાં સુધી ના કરી શકીએ ત્યાં સુધી કોઇ પણ વૃત્તિનો સંપૂર્ણરૂપે સંયમ કરી શકીશું નહિં. ઇન્દ્રિયવૃત્તિયોનો સંયમ કરવાની ઇચ્છા હોય તો આપણે તેને મૂળમાંથી જ વશ કરવી જોઇએ. ત્યારે જ આપણે તેનાં બીજ સુદ્ધાં બાળીને ફેંકી દઇ શકીશું. જેમ સેકેલાં બીજ માટીમાં વાવવા છતાં તેમાંથી અંકુર ઉત્પન્ન થતા નથી તેજ પ્રમાણે ઇન્દ્રિયવૃત્તિયોનો સંયમ કર્યાથી તેનો પુનઃ ઉદય થશે નહિ.

**ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥ १० ॥**

**સૂત્રાર્થ:** એ સૂક્ષ્મ સંસ્કારોનો પ્રતિ પ્રસવ અર્થાત્ પ્રતિલોમ પરિણામદ્વારા નાશ કરવો જોઇએ.

વ્યાખ્યાઃ ધ્યાનદ્વારા જ્યારે ચિત્તવૃત્તિઓ નષ્ટ થાય છે ત્યાર પછી જે બાકી રહે છે તેને સૂક્ષ્મ સંસ્કાર અથવા વાસના કહે છે. એ સૂક્ષ્મ સંસ્કારોનો નાશ કરવાનો ઉપાય શો? એનો પ્રતિ-પ્રસવ અર્થાત્ પ્રતિલોભ પ્રરિણામદ્વારા નાશ કરવો જોઇએ. પ્રતિલોભ-પરિણામ એટલે કાર્યનો કારણમાં લય થવો તે. ચિત્તરૂપી કાર્ય જ્યારે સમાધિદ્વારા અસ્મિતા ( અહંકાર )રૂપ સ્વકારણમાં લીન થશે ત્યારે જ ચિત્તની સાથે એ સંસ્કારો પણ નષ્ટ થઇ જશે.

**ध्यानहेयास्तद्वृत्तयः ॥ ११ ॥**

**સૂત્રાર્થ:** ધ્યાનદ્વારા એ (વૃત્તિયો) ની સ્થૂળ અવસ્થાનો નાશ કરવો જોઇએ.

વ્યાખ્યાઃ ધ્યાન એજ સર્વ (વૃત્તિયોરૂપી) મહાન્ તરંગોની ઉત્પત્તિ નિવારણ કરવાનો એક મૂખ્ય ઉપાય છે. ધ્યાનદ્વારાજ

મનની વૃત્તિયોરૂપી સર્વ તરંગો લય પામશે. જો દિન પર દિન, માસ પર માસ અને વર્ષ પર વર્ષ પર્યંત ધ્યાનનો અભ્યાસ કરશો, અર્થાત્ અનેક દિવસો પર્યંત વારંવાર–સતત્–ક્ષણે ક્ષણે તમે ધ્યાનનો અભ્યાસ કરશો. (એટલે જ્યાંસુધી તે તમારા સ્વભાવમાં સ્થિત ન થાય, જ્યાંસુધી તમે ઇચ્છા ન કરો તોપણ એવી ધ્યાનની સ્થિતિ એની મેળે જ ઉત્પન્ન થઇ જાય, અર્થાત્ વારંવાર ધ્યાન જ થયાં કરે.) એમ થવાથી ક્રોધ, તિરસ્કાર વગેરે વૃત્તિયોનો લોપ થઇ જશે.

**क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्म वेदनीयः ॥ १२ ॥**

**સૂત્રાર્થ**: કર્મના આશયનું મૂળ, પૂર્વોક્ત સર્વ ક્લેશ જ છે. તેઓ વર્તમાન અથવા બીજે જન્મે ફળ આપે છે.

વ્યાખ્યાઃ કર્મ–આશયોનો અર્થ, સંસ્કારોની સમષ્ટિ એ જ છે. આપણે કોઇપણ કાર્ય કરીએ છીએ ત્યારે તે તુરત જ હૃદય–સરોવરમાં તરંગો ઉત્પન્ન કરે છે. આપણે સમજીએ છીએ કેઃ તે કાર્ય પૂર્ણ થતાં જ તેના દ્વારા ઉત્પન્ન થયેલા તરંગ દૂર થઈ જશે, પરંતુ વાસ્તવિક તેમ નથી, જો કે તેણે સૂક્ષ્મ આકાર ધારણ કર્યો છે ખરો પરંતુ તે તેજ સ્થાનમાં છે. જ્યારે આપણે તેનું સ્મરણ કરીશું ત્યારે તુરત જ તે પુનઃ ઉદય પામી પુનઃ તરંગનો આકાર ધારણ કરશે. એ ઉપરથી જણાય છે કેઃ તે મનની અંદર ગૂઢ ભાવે સ્થિત હતો. જો તેમ ન હોત તો તેની સ્મૃત્તિ થવી અસમ્ભવિત હતું. તેથી પ્રત્યેક કાર્યો અને પ્રત્યેક વિચાર, પછી તે શુભ હો કે અશુભ હો, પણ કાર્ય કે વિચાર થતાં જ તે મનના અતિ ઉંડા વિભાગમાં જઈ સૂક્ષ્મ રૂપ ધારણ કરી તેજ સ્થાનમાં સંચિત થઇ રહે છે. એ સુખકર અથવા દુઃખકર વિચારોને ક્લેશજનક વિઘ્ન કહેવામાં આવે છે. કારણ કેઃ યોગીઓના અભિપ્રાય પ્રમાણે એ બન્ને વિચારો પરિણામે દુઃખ

જ ઉત્પન્ન કરે છે. ઇન્દ્રિયોદ્વારા જેટલા પ્રમાણમાં સુખ પ્રાપ્ત કરવામાં આવશે, તેટલા પ્રમાણમાં જ તેઓ દુ:ખ ઉત્પન્ન કરશે જ કરશે એમાં જરા પણ શંકા નહિં. અર્થાત્ ઇન્દ્રિયોદ્વારા ભોગવવાનું સુખ એ સુખ નથી પણ દુ:ખ ઉત્પન્ન કરવાનું સાધન છે. આપણે ગમે તેટલા સુખ-ભોગ ભોગવીશું પરંતુ આપણુ સુખની તૃષ્ણા તો વિશેષ વૃદ્ધિ પામતી જશે. તેનું છેલ્લું પરિણામ વિશેષ દુ:ખની વૃદ્ધિ સમજવી. મનુષ્યની વાસનાનો અંત નથી. મનુષ્યને એક પછી એક વાસનાઓ ઉત્પન્ન થાય છે. વાસના કરતાં કરતાં જ્યારે તે એક એવા સ્થાનમાં ઉપસ્તિ છે કે: જ્યારે તેની વાસના કોઇપણ ઉપાયે પરિપૂર્ણ થતી ત્યારે તેને દુ:ખ ઉત્પન્ન થાય છે. એટલા માટે જ યોગીઓ શુભ અને અશુભ એ સર્વ સંસ્કારોને કલેશજનક વિઘ્ન સમજે છે. એ સંસ્કારો જ આત્માની મુક્તિના માર્ગમાં અટકાવ કરે છે-કહો કે વિઘ્ન ઉપજાવે છે. સર્વ કાર્યોના સૂક્ષ્મ મૂળ સ્વરૂપ સંસ્કારો સંબંધી પણ એ પ્રમાણે જ સમજવું. તેઓ કારણ સ્વરૂપ થઇ આ જીવનમાં અથવા બીજા જીવનમાં ફળ ઉત્પન્ન કરશે. અમુક સ્થળે એ સંસ્કારો પ્રબળ હોવાના કારણે તેઓ અતિ શીઘ્ર ફળ ઉત્પન્ન કરે છે. અતિ ઉત્કટ પુણ્ય અથવા પાપ કર્મો, આ જીવનમાં જ તેનું ફળ ઉત્પન્ન કરે છે. યોગીઓ એમ પણ કહે છે કે: જે મનુષ્યો આ જીવનમાં જ અતિ પ્રબળ શુભ સંસ્કાર પ્રાપ્ત કરી શકે છે તેમનું મૃત્યુ થતું નથી. તેમનું શરીર, દેવ શરીરના રૂપમાં બદલાઇ જાય છે, અર્થાત્ તેઓ સ્થૂળ દેહને બદલે સૂક્ષ્મ દેહ ધારણ કરી અમર થઇ રહે છે.×

× અશ્વત્થામા વગેરે કેટલાક મહા પુરૂષો ચિરંજીવ કહેવાય છે. તેઓ શૂળપાણેશ્વરની ઝાડી વગેરે નર્મદા કિનારાનાં સ્થાનમાં વિચરણ કરે છે અને ક્વચિદ્ પ્રસંગે કોઇકને દર્શન દે છે. કોઇ ભૂલા પડેલા પ્રવાસીને માર્ગ બતાવે છે વગેરે સાંભળવામાં આવે છે-**લેખક.**

યોગીઓના ગ્રન્થોમાં એવા કેટલાક બનાવોનો ઉલ્લેખ જોવામાં આવે છે. તેઓ પોતાના શરીરના પંચ-ભૂતાત્મક ઉપાદાન સુદ્ધાં બદલી શકે છે. તેઓ પોતાના શરીરના પરમાણુઓને એવાં નૂતન રૂપે રચી શકે છે કે જેથી તેમને કાંઇ પણ વ્યાધિ થતો નથી, અને આપણે જેને મૃત્યુ કહીએ છીએ તે પણ તેમની નજીક આવતું નથી. આ પ્રમાણે નહિં બનવાનું કોઈ કારણ નથી, અર્થાત્ એ પ્રમાણે બનવું સંભવિત જ છે. શરીરવિજ્ઞાન શાસ્ત્ર, ખાદ્યનો અર્થ સૂર્યમાંથી શક્તિ પ્રાપ્ત કરવી એજ કરે છે. એ શક્તિ પ્રથમ ઉદ્‌ભિદમાં પ્રવેશ કરે છે. તે ઉદ્‌ભિદને કોઇ પશુ ભક્ષણ કરે છે અને મનુષ્ય તે પશુના માંસનું ભોજન કરે છે, તેથી તેમને તે શક્તિ પ્રાપ્ત થાય છે. જો કે માંસ દ્વારા શક્તિ પ્રાપ્ત કરી હિંસા કરવી એ આપણો ધર્મ જ નથી. આપણે તો પ્રાણી માત્ર પર દયાજ રાખવી જોઇએ અને બીજા યૌગિક માર્ગે, લૌકિકમાર્ગે-અન્ન, શાક, ફળ દ્વારા શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. એ વિધિને વૈજ્ઞાનિક ભાષામાં કહીએ તો સૂર્યમાંથી કંઇક શક્તિ ગ્રહણ કરી તેને આપણે આપણા શરીરમાં પ્રવેશ કરાવીએ છીએ એમજ કહેવું પડશે. જો એ ક્રિયા યથાર્થ હોય તો સૂર્ય-શક્તિ પ્રાપ્ત કરવાનો કોઇ પણ અન્ય ઉપાયો ( માર્ગો ) હોવા જ જોઇએ. તે આપણને કોણ બતાવી શકશે? તે માત્ર યોગિજનો, શરીર શાસ્ત્રીઓ જ, બતાવી શકે. આપણે જે વિધિથી શક્તિ-સંગ્રહ કરીએ છીએ તે પ્રમાણે ઉદ્‌ભિદ સંગ્રહ કરતા નથી. આપણે જે પ્રકારે શક્તિનો સંગ્રહ કરી શકીએ છીએ તે પ્રમાણે પૃથિવી કરતી નથી.

પરંતુ તેમ હોવા છતાં પણ સર્વ કોઇ પણ એક માર્ગે શક્તિનો સંગ્રહ કરે છે. યોગીઓ કહે છે કે: " અમે કેવળ મનઃ શક્તિના બળથી જ શક્તિ-સંગ્રહ કરીએ છીએ. " વળી તેઓ એમ પણ

કહે છે કેઃ " અમે સામાન્ય ઉપાયો ગ્રહણ નથી કરતા છતાં અમારી ઇચ્છાનુસાર શક્તિ સંગ્રહ કરી શકીએ છીએ. કરોળીયો જેમ પોતાના શરીરમાંથી જ લાળના તાંતણા કાઢી જાળ બનાવે છે અને અંતે તે તેમાં એવો તો બંધાઇ જાય છે કેઃ જેથી ક્યાંય પણ બ્હાર જવાની ઇચ્છા થતાં તેને તે તાંતણાનો આશ્રય ગ્રહણ કરી જવું પડે છે. તે જ પ્રમાણે આપણે પણ આપણા સ્નાયુજાળની સૃષ્ટિ કરી છે. તેથી તે સ્નાયુઓના આશ્રય વિના આપણે કોઇ પણ કાર્ય કરી શકતા નથી. યોગીઓ કહે છે કેઃ એમાં બદ્ધ થઇ રહેવાનું આપણે પ્રયોજન શું છે? એ તત્વ એક ઉદાહરણ દ્વારા સમજાવી શકાય એમ છે. આપણે પૃથિવીની ચારે દિશામાં વિજળિક શક્તિ પ્રેરણ કરવા શક્તિમાન છીએ, પરંતુ તે પ્રેરણ કરવા માટે આપણને તારનાં દોરડાંની આવશ્યક્તા હોય છે. શા માટે? પ્રકૃતિ દેવી તો તારનાં દોરડાં વિના જ, અનેક પ્રમાણમાં સર્વત્ર વિજળિક-શક્તિ પ્રેરણ કરે છે, તો પછી આપણે શામાટે તે પ્રમાણે ન કરી શકીએ? આપણે પણ આપણી ચારે દિશામાં માનસિક-વિજળી પ્રેરણ કરી શકીએ. આપણે જેને મન કહીએ છીએ તે લગભગ વિજળિક શક્તિના જેવું જ છે. સ્નાયુઓમાં જે એક તરલ પદાર્થ પ્રવાહિત થઇ રહ્યો છે તેમાં અનેક પ્રમાણમાં વિદ્યુત્ શક્તિ છે, એમાં કાંઇ પણ સંદેહ નથી. કારણ કેઃ વિજળીની પેઠે જ એના પણ એ કેન્દ્ર સ્થાન છે અને વિજળીનો જે ધર્મ (શક્તિ) છે તે જ એમાં પણ જોવામાં આવે છે. એ વિજળિક શક્તિને આપણે કેવળ સ્નાયુમણ્ડલના મધ્યમાંથી જ પ્રવાહિત કરી શકીએ. સ્નાયુમંડળની સહાયતા ન હોય તો પણ શા માટે આપણે તે પ્રવાહિત ન કરી શકીએ? યોગીઓ કહે છે કેઃ એમ કરવું તદ્દન સંભવિત છે અને એ ક્રિયા

કાર્યના રૂપમાં બદલી શકાય એવી છે, અર્થાત્ તારનાં દોરડાં વગર જેમ વિજળીક સંદેશા મોકલાય છે તેજ પ્રમાણે માનસિક-વિજળીક-શક્તિ દ્વારા પણ સંદેશા મોકલી શકાય છે. યોગીઓ કહે છે કે; તમે એ ક્રિયા કરવામાં સફળતા પ્રાપ્ત કરશો તો તમે સર્વ જગતમાં તમારી એવી શક્તિ પ્રેરવા શક્તિમાન થશો. તે સમયે તમે કોઇ પણ સ્નાયુ યન્ત્રની સહાયતા વગર જ, તમારી ઇચ્છા હશે તે સ્થાનમાં, તમારી ઇચ્છા હશે તે મનુષ્ય ઉપર કાર્ય કરી શકશો. જ્યારે કોઇ આત્મા એ સ્નાયુ યન્ત્ર રૂપી પ્રણાલી દ્વારા એ કાર્ય કરે છે ત્યારે આપણે તેને જીવિત, અને એજ યન્ત્રોનો નાશ થતાં તેને મૃત કહીએ છીએ. પરંતુ જેઓ એવા શરીરની સહાયતા લઇને અથવા તો શરીરની સહાય વગર એ કાર્ય કરી શકે છે તેમને માટે જન્મ અને મૃત્યુ એ બન્ને શબ્દોનો કાંઈ અર્થ જ નથી. જગત્માં ભિન્ન ભિન્ન પ્રકારનાં શરીરો છે. તે સર્વે પંચતન્માત્રા દ્વારા રચાયલાં છે. ભેદ કેવળ માત્ર તેમની રચના પ્રણાલીનો જ છે. જો તમે જ એ રચનાના કર્ત્તા હો તો તમારી ઇચ્છાનુસાર એ તન્માત્રાઓની રચના કરી શકો. આ શરીર તમારા સિવાય બીજા કોણે નિર્માણ કર્યું છે? આહાર કોણ કરે છે? જો કોઇ બીજો માણસ તમારે બદલે આહાર કરત તો તમે વધારે દિવસ જીવન ધારણ કરી શકત નહિં. વારૂ, એ ખાદ્યમાંથી રક્ત ઉત્પન્ન કરે છે કોણ? નિશ્ચય, તમે જ એ રક્ત ગ્રહણ કરી ફેફસાં અને નસો વગેરેમાં પ્રવાહિત કરો છો. સ્નાયુજાળ અને માંસપેશીઓ કોણ રચે છે? તમે તમારી સત્તા દ્વારા જ તે રચો છો. તમે જ તમારૂં શરીર રચી તમે જ તેમાં નિવાસ કરો છો. તે કેવી રીતે રચવું એ સંબંધી જ્ઞાન, પ્રત્યે દુર્લક્ષ્ય કર્યું છે માટે જ આપણે તે જ્ઞાન ભુલ્યા છીએ. આપણે

કેવળ યન્ત્રવત્ અવનતિ પામેલા ભાન વગરના મનુષ્ય બની ગયા છીએ, પરંતુ આપણે જાગ્રત થવું જોઇએ અને જે અલૌકિક જ્ઞાન આપણે ગુમાવ્યું છે તે પુનઃ પ્રાપ્ત કરવું જોઇએ. તો જ આપણે "મનુષ્ય !" આપણે સુખી પણ ત્યારે જ થઇશું. આપણે જ્ઞાની પણ ત્યારે જ કહેવાઇશું. આપણે અત્યારે એક યન્ત્રની પેઠે વર્તિએ છીએ તેને બદલે પોતાનીજ શક્તિને ખીલવી જ્ઞાનપૂર્વક પ્રત્યેક કાર્ય કરવાં જોઇએ. આપણે જ સૃષ્ટિ કર્ત્તા છીએ માટે આપણે જ એ સૃષ્ટિને નિયમિત્ત કરવી જોઈએ. એમ થશે તો જ આપણે ઇચ્છા-નુસાર દેહ-રચના કરી શકીશું. તે સમયે આપણો જન્મ, મૃત્યુ, વ્યાધિ વગેરે કાંઇ પણ રહેશે નહિ.

**सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ॥ १३ ॥**

**સૂત્રાર્થ:** મનમાં એ સંસ્કારરૂપી મૂળ હોવાથી તેના ફળ સ્વરૂપ, મનુષ્ય આદિ જાતિ, ભિન્ન ભિન્ન પરમાયુ અને સુખ દુઃખ આદિ ભોગવે છે.

વ્યાખ્યા: જો મૂળ અર્થાત્ સંસ્કાર રૂપી કારણ અંતરમાં હોય તો તે વ્યક્ત ભાવ ધારણ કરી ફળના સ્વરૂપમાં બદલાઇ જાય છે. કારણનો નાશ થઇ કાર્યનો ઉદય થાય છે, અને કાર્ય પાછું સૂક્ષ્મ ભાવ ધારણ કરી તે પછીના કાર્યનું કારણ-સ્વરૂપ થાય છે. વૃક્ષ બીજને જન્મ આપે છે. અને તે જ બીજ એ પછી ઉત્પન્ન થનાર વૃક્ષની ઉત્પત્તિનું કારણ થાય છે. એ પ્રમાણે કાર્ય-કારણનો પ્રવાહ ચાલ્યો જાય છે. આપણે અત્યારે જે કાંઇ કર્મ કરીએ છીએ તે સર્વ પૂર્વ સંસ્કારના ફળ સ્વરૂપ છે. એજ સંસ્કારો, પુનઃ ભવિષ્યમાં થનારાં કાર્યનું કારણ બને છે. આ પ્રમાણે પરસ્પર પરસ્પર ઉપર કાર્ય કરે છે. એટલા માટે જ પ્રસ્તુત સૂત્રમાં કહ્યું છે કે: કારણ હશે તો તેનું

ફળ અથવા કાર્ય અવશ્ય હશે જ. એ ફળ પ્રથમતઃ, જાતિરૂપે પ્રકટ થાય છે. કોઇ મનુષ્ય થાય છે, કોઈ દેવતા, કોઇ પશુ, અને કોઇ અસુર થાય છે. બીજું, એ કર્મો આયુષ્યને પણ નિયમિત્ત બનાવે છે. એક મનુષ્ય પચાસ વર્ષ જીવન ધારણ કરીને મરણ પામે છે અને બીજાનું જીવન કદાચ સો વર્ષ અને વળી કોઇ બસો વર્ષ પણ જીવન ધારણ કરે છે. તેઓ ઘણું ખરૂં પૂર્ણ વય પ્રાપ્ત કરતા નથી. આવી વિભિન્નતા, કેવળ પૂર્ણ કર્મદ્વારા જ રચાય છે. કોઇ એક મનુષ્યને જોતાં જણાય છે કેઃ કેવળ સુખ ભોગને માટે જ તેનો જન્મ છે. જો તે વનમાં જઇને સંતાઈ રહે તો પણ સુખ તેની પાછળ પાછળ જાય છે. વળી કોઈ બીજો એવો પણ મનુષ્ય જોવામાં આવે છે કેઃ દુઃખ જાણે તેની પાછળ પાછળ દોડતું હોય છે, અને તેના સર્વ સંજોગો દુઃખમય જ બની રહે છે. એ સર્વ તેમના પોત પોતાનાં પૂર્વ કર્મનું ફળ છે. યોગી જનોના અભિપ્રાય પ્રમાણે, સર્વ પુણ્યમય કર્મો સુખને અને સર્વ પાપ કર્મો દુઃખને આકર્ષી લાવે છે. જે મનુષ્ય કોઇ પણ અસત્ (પાપ) કાર્ય કરે છે તે નક્કી કલેશ રૂપે પોતાના કરેલાં કર્મનાં ફળ ભોગવે છે અને સત્ અર્થાત્ પુણ્ય કર્મો કરે છે તેને સુખરૂપ કર્મફળ ભોગવવાં પડે છે, એમાં કાંઇપણ સંદેહ નથી. શાસ્ત્ર કહે છે કેઃ મનુષ્ય માત્રે સત્કર્મ કરવાં કે જેથી તેનાં ફળ સ્વરૂપ સુખ જ પ્રાપ્ત થાય. અસત્ કર્મ કદી પણ કરવું નહિં.

**तेह्लादपरितापफलाः पुण्यापुण्यहेतुत्वात ॥२४॥**

**સૂત્રાર્થ:** પુણ્ય અને પાપ, એમનું કારણ હોવાથી તેનાં ફળ આનન્દ અને દુઃખ છે.

**परिणाम ताप संस्कार दुःखैर्गुणवृत्तिविरोधाच्च सर्वमेव दुखं विवेकिनः ॥ २५॥**

**સુત્રાર્થ**: પરિણામ સમયે અથવા ભોગ સમયે, ભોગ-વ્યાઘાતની આશંકાથી અથવા સુખના સંસ્કાર જનિત તૃષ્ણા ઉત્પન્ન કારક માનીને અને ગુણવૃત્તિ, અર્થાત્ સત્વ, રજઃ અને તમઃ એ પરસ્પર એક બીજાના વિરોધી હોવાથી વિવેકી પુરૂષો સર્વને દુઃખમયજ સમજે છે.

વ્યાખ્યાઃ યોગીઓ કહે છે કેઃ "જેનામાં વિવેક-શકિત છે, જેનામાં કંઈક આંતર્ દૃષ્ટિ છે, તે સુખ અને દુઃખ નામક સર્વ પ્રકારની વસ્તુઓના તળીયાં સુધી જોઈ શકે છે અને જાણી શકે છે કેઃ તે સર્વદા સર્વત્ર સમાનભાવે વિદ્યમાન છે, અને તેઓ એક બીજાની સાથે જાણે જકડાયલા-મિશ્રિત થયેલાં છે. તે વિવેકી પુરૂષ જોઇ શકે છે કેઃ મનુષ્ય, જીવન પર્યંત જાણે કેવળ એક અપૂર્ણ અસંતોષી-જીવન વ્યતીત કરી રહ્યો છે. તે કદી પણ પોતાની વાસના પૂર્ણ કરવા સમર્થ થતો નથી. જગત્માં એવો કોઇ પણ પ્રેમ નથી કે જેનો નાશ થયો ન હોય. એક સમયે મહારાજ યુધિષ્ઠિરે કહ્યું છે કેઃ જીવનમાં સર્વ કરતાં આશ્ચર્યજનક ઘટના તો એ છે કેઃ પ્રત્યેક ક્ષણે આપણે ભૂતમાત્રને મૃત્યુના મુખમાં પડતાં જોઇએ છીએ, તેમ છતાં પણ આપણે એમજ માનીએ છીએ કેઃ આપણે કદી પણ મૃત્યુ પામવાના નથી. આપણે આપણી ચારે દિશામાં સર્વે મનુષ્યોને મૂર્ખ રૂપે જ જોઇ શકીએ છીએ, અને આપણે જ એકલા પણ્ડિત છીએ એમ માનીએ છીએ. આપણે જ એકલા મૂર્ખનાં ટોળાંથી નિરાળા છીએ. ચારે દિશા સર્વ પ્રકારની ચંચળતાનાં દૃષ્ટાન્ત વડે ઘેરાયલી હોવાથી આપણે વિચારીએ છીએ કેઃ પ્રેમ એજ એક માત્ર સ્થાયી પ્રેમ છે. એ શી રીતે પ્રાપ્ત થઇ શકે? પ્રેમ એ પણ સ્વાર્થપરતા મિશ્રિત છે. યોગીઓ કહે

છે કે: પતિ-પત્નીનો પ્રેમ, સન્તાન પ્રત્યેનો સ્નેહ, એટલું જ નહિ પણ ભ્રાતૃપ્રેમ સુદ્ધાં ધીમે ધીમે નાશ પામે છે. આ સંસારમાં પ્રત્યેક વસ્તુ નાશવંત છે, અર્થાત્ નાશ એ પ્રત્યેક વસ્તુ ઉપર આક્રમણ કરે છે. જ્યારે મનુષ્ય એ પ્રેમ સંબંધી સર્વ દિશામાં નિરાશ થઇ જાય છે ત્યારે જ તે આશ્ચર્ય ચકિત થઈ સમજી શકે છે કે: આ જગત્ કેવું મિથ્યા ભ્રમાત્મક છે! જાણે સ્વપ્ન જેવું જ જણાય છે! તે સમયે એક બિન્દુ વૈરાગ્ય-ભાવના તેના હૃદયમાં ઉત્પન્ન થાય છે. તે સમયે જ જાણે તેને જગતની અતીત સત્તાનો કંઇક આભાસ જણાય છે. આ જગતનો ત્યાગ કર્યાથી જ પારલૌકિક તત્ત્વ હૃદયમાં ઉદય પામે છે. આ જગતનાં સુખમાં આસક્ત થવાથી કદી પણ એ તત્ત્વ પ્રાપ્ત થવાનો સંભવ નથી. એવા કોઇ પણ મહાત્મા નથી કે જેને એ ઉચ્ચ-અવસ્થા પ્રાપ્ત કરવા માટે ઇન્દ્રિય-સુખ-ભોગ ત્યાગ કરવો પડયો નથી. ઇન્દ્રિય-સુખ-ભોગના ત્યાગથી જ એ મહાન્ વસ્તુ પ્રાપ્ત થઈ શકે એમ છે. પ્રકૃતિની જૂદી જૂદી શક્તિયોનો પરસ્પર વિરોધ એજ દુઃખનું કારણ છે. એક શક્તિ એક દિશામાં અને બીજી શક્તિ વળી બીજી દિશામાં આકર્ષી જાય છે, માટે જ સ્થાયી સુખ અસમ્ભવિત થઇ પડે છે.

**हेयं दुःखमनागतम् ॥ १६ ॥**

**સૂત્રાર્થ:** જે દુઃખ અદ્યાપિ પર્યંત ભોગવ્યું નથી તેનો જ ત્યાગ (નાશ) કરવો જોઇએ.

વ્યાખ્યા: કર્મનો કેટલોક ભાગ આપણે ભોગવી ગયા છીએ, કેટલોક વિભાગ આપણે વર્તમાન અવસ્થામાં ભોગવી રહ્યા છીએ અને બાકીનો ભાગ ભવિષ્યમાં ફળ આપવા તૈયાર થઇ રહ્યો છે. આપણે જે કર્મફળ ભોગવી ચૂક્યા છીએ તેમાંથી તો મુક્ત થઇ

ગયા છીએ. આપણે વર્તમાન અવસ્થામાં જે ભોગવીએ છીએ તે આપણે ભોગવવા જ પડશે. માત્ર જે કર્મ ભવિષ્યમાં ફળ આપવા તૈયાર થઇ રહ્યાં છે તેનો જ આપણે જય અર્થાત્ તેનો જ નાશ કરી શકીશું. માટે જ જે કર્મ હજી પણ કાંઇ ફળ આપી શક્યાં નથી તેનો નાશ કરવામાં જ આપણે સર્વ શક્તિનો ઉપયોગ કરવો આવશ્યક છે. પતંજલિ ઋષિએ પૂર્વનાં એક સૂત્રમાં, જે વિપરીત વૃત્તિ પ્રવાહ દ્વારા સંસ્કારોનો જય કરવાનું જણાવ્યું છે તેનું તાત્પર્ય એજ છે.

**द्रष्टृदृश्ययोः संयोगो हेयहेतुः ॥ १७ ॥**

**સૂત્રાર્થ:** હેય અર્થાત્ દુઃખનો ત્યાગ કરવાનું કારણ દ્રષ્ટા અને દૃષ્યનો સંયોગ એજ છે.

વ્યાખ્યા: દ્રષ્ટાનો અર્થ શો? દ્રષ્ટા એટલે મનુષ્યનો આત્મા-પુરૂષ. દૃષ્ય એટલે શું? દૃષ્ય એટલે મનથી તે સ્થૂલ ભૂત પર્યંત સર્વ પ્રકૃતિ. પુરૂષ અને મનના સંયોગથી જ જે કાંઇ સુખ દુઃખ છે તે સર્વેની ઉત્પત્તિ થઈ છે. તમારે સ્મરણમાં રાખવું જોઇએ કેઃ યોગશાસ્ત્રના અભિપ્રાય પ્રમાણે પુરૂષ એ શુદ્ધિ સ્વરૂપ છે. જ્યારે તે પ્રકૃતિની સાથે સંયુક્ત થાય છે અને પ્રકૃતિમાં તેનું પ્રતિબિમ્બ પડે છે ત્યારે જ તે સુખ અથવા દુઃખનો અનુભવ કરે છે એવી ખાત્રી થાય છે.

**प्रकाशक्रिया स्थिति शीलं भूतेन्द्रियात्मकं**
**भोगापवर्गार्थं दृश्यम् ॥ १८ ॥**

**સૂત્રાર્થ:** દૃશ્ય એટલે ભૂત અને ઇન્દ્રિયો સમજી શકાય છે. તે પ્રકાશશીલ, ક્રિયાશીલ અને સ્થિતિશીલ છે. તે દ્રષ્ટા અર્થાત્ પુરૂષના ભોગ અને મુક્તિને માટે છે.

વ્યાખ્યાઃ દૃશ્ય અર્થાત્ પ્રકૃતિ, ભૂત અને ઇન્દ્રિય–સમષ્ટિ સ્વરૂપ છે. ભૂત એટલે સ્થૂલ, સૂક્ષ્મ સર્વ પ્રકારના ભૂત સમજવાં અને ઇન્દ્રિય એટલે ચક્ષુ આદિ સમુદય ઇન્દ્રિય, મન વગેરે સમજવાં. એમનો ધર્મ ત્રણ પ્રકારનો છે. જેમકે પ્રકાશ, કાર્ય અને સ્થિતિ. અર્થાત્ જડત્વ. એમને જ સંસ્કૃત ભાષામાં સત્વ, રજ અને તમ કહે છે. સર્વ પ્રકૃતિનો ઉદ્દેશ્ય શો? ઉદ્દેશ્ય એ છે કેઃ પુરૂષ (આત્મા) તે સર્વનો ઉપભોગ કરી વિશેષજ્ઞ થઇ શકે. પુરૂષ પોતાનો મહાન્ ઐશ્વરિક–ભાવ વિસ્મૃત થયો છે. એ સંબંધી એક અતિ સુન્દર આખ્યાયિકા કહેવામાં આવે છે. એક સમયે દેવરાજ ઇન્દ્ર, ભુંડનું સ્વરૂપ ધારણ કરી કાદવમાં નિવાસ કરી રહ્યા હતા. તેમને એક ભુંડણી હતી. તેણે અનેક બાળકોને જન્મ આપ્યો હતો. તે (ભુંડ) અતિ સુખમાં સમય નિર્ગમન કરતો હતો. તેમની એવી દુર્દશા જોઇને કેટલાક દેવતાએ તેમની પાસે આવી કહ્યું કેઃ "દેવરાજ! સર્વ દેવતાઓ તમારા રાજ્યમાં નિવાસ કરે છે, અને તમે અહિં શામાટે પડી રહ્યા છો?" ઇન્દ્રે ઉત્તર દીધું કેઃ "હું સુખમાં છું. મ્હને સ્વર્ગની ઇચ્છા નથી. આ ભુંડણ અને આ બચ્ચાંઓ જેટલા દિવસ જીવિત છે, ત્યાં સુધી મ્હને સ્વર્ગ આદિની ઇચ્છા નથી." એ સાંભળી દેવતાઓ ચકિત થયા, શું કરવું તે તેમને સૂઝ્યું નહિં. કેટલાક દિવસ પછી તેમણે મનમાં ને મનમાં જ એક સંકલ્પ કર્યો. તે પછી ધીમે ધીમે તેમણે ત્યાં આવી એક ભુંડ–બાળકને મારી નાંખ્યું, એ પ્રમાણે એક પછી એક કરીને સર્વ બાળકોને મારી નાંખ્યાં. દેવતાઓએ અંતે પેલી ભુંડણને પણ મારી નાંખી. જ્યારે ભુંડરૂપી ઇન્દ્રનો સર્વ પરિવારવર્ગ નાશ પામ્યો ત્યારે તે વિલાપ કરવા લાગ્યો. તે સમયે દેવતાઓએ ઇન્દ્રના ભુંડ–દેહનો પણ નાશ કરી નાખ્યો. ત્યારે

ઇન્દ્રદેવ, ભુંડના દેહમાંથી બહાર નિકળી હાસ્ય કરવા લાગ્યા. તેઓ બોલ્યા કેઃ અહા! હું કેવું ભયંકર સ્વપ્ન જોતો હતો ? તે સમયે તે વિચારવા લાગ્યા કેઃ "હું દેવરાજ ! હું ભુંડના જન્મને જ કેવળ એક જન્મ માનતો હતો એટલું જ નહિં પણ સર્વ જગતનાં પ્રાણીમાત્ર ભુંડનો દેહ ધારણ કરે એવી મ્હને ઇચ્છા થતી હતી. પુરૂષ ( આત્મા ) પણ પ્રકૃતિના સાથે સંમિલિત થઇ પોતે શુદ્ધ-સ્વભાવ અને અનન્ત સ્વરૂપ છે તે ભૂલી જાય છે. પુરૂષને અસ્તિત્વશાલી કહી શકાય નહિં કારણ કે તે સ્વયં અસ્તિત્વ સ્વરૂપ છે. આત્માને જ્ઞાન સમ્પન્ન કહી શકાય નહિ ? કારણ કે તે આત્મા સ્વયં જ્ઞાનસમ્પન્ન છે. તેને પ્રેમ સમ્પન્ન કહી શકાય નહિં કારણ કેઃ તે સ્વયં પ્રેમ સ્વરૂપ છે. આત્માને અસ્તિત્વશાલી, જ્ઞાનયુક્ત અથવા પ્રેમમય કહેવો એ સમ્પૂર્ણ ભૂલ ભરેલું છે. પ્રેમ, જ્ઞાન અને અસ્તિત્વ એ પુરૂષના ગુણ નથી. તેઓ એ પુરૂષ-સ્વરૂપ જ છે. જ્યારે તેઓ કોઇ વસ્તુ ઉપર પ્રતિબિમ્બિત થાય ત્યારે તેમને તે વસ્તુનો ગુણ કહી શકાય. પરંતુ તેઓ પુરૂષના ગુણ સ્વરૂપ નથી. તેઓ એ મહાન્ આત્માનું-અનન્ત પુરૂષનું સ્વરૂપ જ છે. એનો જન્મ નથી. મૃત્યુ નથી. તેઓ સ્વમહિમા વડે જ વિરાજી રહ્યા છે, પરંતુ તે એટલો બધો સ્વરૂપ-ભ્રષ્ટ થયો છે કેઃ જો તમે તેની પાસે જઇ કહેશો કેઃ તું ભુંડ નથી. તો તેજ વખતે તે ચિત્કાર કરી મૂકશે અને તમને કરડવા દોડશે. માયાની જાળમાં, આ સ્વાર્થમય જગતની મધ્યમાં આપણી પણ એવી જ દશા થઇ રહી છે. આ સ્થળે કેવળ રોદન, કેવળ દુઃખ અને કેવળ હાહાકાર થઈ રહ્યો છે! આ સ્થળે વ્યાપાર એવો જ ચાલે છે કેઃ કેટલાક સુવર્ણ-ગોલકો જાણે પથરાઇ રહ્યા છે અને સર્વ જગત્ તે પ્રાપ્ત કરવા માટે અથડાઇ રહ્યું છે. તમે કોઇ પણ નિયમમાં કદી પણ બદ્ધ ન

હતા. તમને કોઇ સમયે પ્રકૃતિનું બંધન જ નથી. યોગીઓ તમને એવું જ શિક્ષણ આપે છે કે: સહિષ્ણુતા-સહિત એ સર્વ શિક્ષણ પ્રાપ્ત કરો. યોગીઓ તમને સમજાવશે કે: કયે પ્રકારે પ્રકૃતિ સાથે મિશ્રિત થઈ, પોતે પોતાને મન અને જગત્ સાથે મિશ્ર કરી, પુરૂષ પોતાને દુઃખી માની લે છે. યોગીઓ એમ પણ કહે છે કે: " આ દુઃખમય સંસારમાંથી મુક્ત થવાનો ઉપાય એજ છે કે: પ્રાકૃતિક સર્વ સુખ દુઃખ ભોગ કરવાં જ જોઇએ. તે ભોગવવાં પડશે એ તો નિશ્ચય જ છે ત્યારે પછી એવો ભોગ જેમ બને તેમ જલદી પૂર્ણ કરી દેવો એ જ કલ્યાણકારક છે. આપણે પોતે પોતાને એ જાળમાં નાંખી દીધા છે તેમાંથી આપણે બહાર નીકળી જવું જોઇએ. આપણે પોતે પોતાની મેળે જ એ ફંદામાં પગ મૂકી દીધો છે. હવે તો આપણે પોતે જ પોતાની મેળે યત્ન કરી તેમાંથી મુક્તિ પ્રાપ્ત કરવી પડશે, માટે પતિ પત્ની સંબંધી, મિત્ર સંબંધી, અને અન્ય જે ક્ષુદ્ર ક્ષુદ્ર પ્રેમની આકાંક્ષાઓ હોય તે સર્વ ભોગવી લ્યો. તે સ્થિતિમાં પણ જો પોતાના ( આત્મ ) સ્વરૂપનું સર્વદા સ્મરણ રહેશે તો તમે બહુ જ જલદી નિર્વિઘ્ને એમાંથી પસાર થઇ જશો. એ સર્વ પ્રકારનો પ્રેમ ક્ષણ સ્થાયી છે એ કદી પણ ભૂલશો નહિ. પ્રેમનું ક્ષણ સ્થાયીત્વ ધ્યાનમાં રાખી, કર્ત્તવ્ય બજાવવા જેટલો જ તેમના પ્રત્યે સંબંધ રાખી, આત્મ-સ્મરણ કરતાં રહેવું. આપણું લક્ષ્ય તો સ્થૂળ સંબંધથી દૂર થવું એ જ છે, માટે તે પ્રેમના મધ્યમાં પણ સ્વ-સ્વરૂપને ભૂલવું નહિં. ભોગ-સુખ દુઃખનો અનુભવ એજ-આપણો મહાન્ શિક્ષક છે. ભોગો તે કેવળ ભોગ જ છે એવું મનમાં યાદ રાખવું. તેઓ ધીમે ધીમે આપણને એક એવી અવસ્થામાં લઈ જશે કે: જ્યાં તેઓ અતિ તુચ્છ થઇ જશે. પુરૂષ ( આત્મા ) તે સમયે વિશ્વવ્યાપી વિરાટ

રૂપે પરિણત થશે. તે સમયે સમુદય જગત્ જાણે સમુદ્રમાં પડેલા એક બિન્દુજળનાં જેવું જણાશે. તે સમયે તેઓ (ભોગો) પોતાની મેળે જ ચાલ્યા જશે. કારણ કે: તે શૂન્ય સ્વરૂપ છે. સુખ દુઃખ આપણે ભોગવવાં પડશે, પરંતુ તેવી સ્થિતિમાં પણ આપણે આપણું ઉચ્ચ લક્ષ્ય કદી પણ વિસ્મૃત થવું નહિં.

**विशेषा विशेषलिंग मात्रा लिंगानि गुणपर्वाणि ॥ १९ ॥**

**સૂત્રાર્થ:** ગુણની કેટલીક અવસ્થાઓ હવે લખવામાં આવે છે. જેમ કે: વિશેષ, અવિશેષ, કેવળ ચિહ્નમાત્ર અને ચિહ્નશૂન્ય.

વ્યાખ્યા: મ્હેં તમને પાછલાં સૂત્રોમાં કહ્યું છે કે: “ યોગશાસ્ત્રનો પાયો સાંખ્યદર્શન ઉપર રચાયો છે. આ સ્થળે પણ સાંખ્ય દર્શનકૃત જગત્-સૃષ્ટિ-પ્રકરણનું તમને સ્મરણ કરાવું છું. સાંખ્યમતને માનનારાઓના અભિપ્રાય પ્રમાણે પ્રકૃતિ એ જ જગતનું નિમિત્ત અને ઉપાદાન બન્ને કારણ છે. એ પ્રકૃતિ ત્રણ પ્રકારની ધાતુ દ્વારા નિર્માણ થઇ છે. જેમ કે: સત્વ, રજ, તમઃ, તમઃ પદાર્થ એ કેવળ અંધકાર સ્વરૂપ છે. અજ્ઞાનતા અને ગુરૂ પદાર્થ એ સર્વ તમોમય જ છે. રજઃ એ ક્રિયાશક્તિ છે. એ સત્વ સ્થિર, પ્રકાશ-સ્વભાવ છે. સૃષ્ટિ પૂર્વે જે પ્રકૃતિ-જે અવસ્થામાં નિવાસ કરે છે તેને સાંખ્ય મતવાળાઓ અવ્યક્ત, અવિશેષ અથવા અવિભક્ત કહે છે. એનો અર્થ એ છે કે: જે અવસ્થામાં નામ રૂપનો કાંઇ પણ ભેદ નથી--જે અવસ્થામાં એ ત્રણે પદાર્થ બરાબર સમાન ભાવે રહે છે. ત્યાર પછી જ્યારે એ સમાન અવસ્થા નષ્ટ થઇ વૈષમ્યાવસ્થા ઉત્પન્ન થાય છે ત્યારે એ ત્રણે પદાર્થ પૃથક્ પ્રમાણમાં પરસ્પર મિશ્રિત થાય છે. તેનું પરિણામ જ આ જગત્ છે. પ્રત્યેક મનુષ્યમાં પણ એ જ ત્રણ પદાર્થ ( ત્રણ ગુણ ) વિરાજમાન છે. જે સમયે સત્વગુણ પ્રબળ થાય

છે, ત્યારે જ્ઞાનનો ઉદય થાય છે. રજઃ ગુણ પ્રબળ થાય છે ત્યારે ક્રિયા (કર્મ)ની વૃદ્ધિ થાય છે, અને તમઃ ગુણની વૃદ્ધિ થાય છે ત્યારે અન્ધકાર, આલસ્ય અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે. સાંખ્ય મત અનુસાર ત્રિગુણમયી પ્રકૃતિનો સર્વોચ્ચ પ્રકાર મહત્ અથવા બુદ્ધિ-તત્ત્વ છે. એને સર્વ વ્યાપક અથવા સાર્વજનિક બુદ્ધિ તત્ત્વ કહેવામાં આવે છે. પ્રત્યેક મનુષ્યની બુદ્ધિ એજ સર્વવ્યાપક બુદ્ધિતત્ત્વનો એક અંશ માત્ર છે. સાંખ્ય–મનોવિજ્ઞાનના અભિપ્રાય પ્રમાણે મન અને બુદ્ધિમાં વિશેષ પ્રભેદ છે. મનનું કાર્ય કેવળ સમુદય સંસ્કારોને ગ્રહણ કરી અંતર્‌માં ક્ષેપન કરવા અને બુદ્ધિને અથવા વ્યષ્ટિ અથવા વ્યક્તિગત મહતને અર્પણ કરવા. બુદ્ધિ એ સર્વ વિષયનો નિશ્ચય કરે છે. મહત્‌માંથી અહંતત્ત્વ અને અહંતત્ત્વમાંથી સૂક્ષ્મ ભૂતોની ઉત્પત્તિ થાય છે. પછી એ સર્વ સૂક્ષ્મ ભૂત પરસ્પર સંમિલિત થઇ, સર્વ બાહ્ય સ્થૂલ પદાર્થો સરજે છે. તેમાંથી જ આ સ્થૂલ જગતની ઉત્પત્તિ થાય છે. સાંખ્ય દર્શનનો એવો અભિપ્રાય છે કેઃ બુદ્ધિથી આરંભ કરીને પત્થરના એક કટકા પર્યંતના સર્વ પદાર્થો એક જ પદાર્થમાંથી ઉત્પન્ન થાય છે. તેમાં કેટલાક સૂક્ષ્મ અને કેટલાક સ્થૂલ પદાર્થો છે. એ સર્વમાં બુદ્ધિ સર્વ કરતાં સૂક્ષ્મ વસ્તુ છે. ત્યારપછી અહંકાર અને ત્યાર પછી સૂક્ષ્મભૂત. (સાંખ્ય મત પ્રમાણે એને તન્માત્રા કહે છે.) એ સૂક્ષ્મભૂત જોવામાં આવતાં નથી. એમનાં અસ્તિત્ત્વનું માત્ર અનુમાન થાય છે. એ તન્માત્રાઓ પરસ્પર મિલિત થઇ સ્થૂલ આકાર ધારણ કરે છે. તેમાંથી જ આ જગતની ઉત્પત્તિ થાય છે. જે અતિશય સૂક્ષ્મ છે તે કારણ અને જે અતિશય સ્થૂલ છે તે કાર્ય છે. પદાર્થ સમૂહનો આરંભ બુદ્ધિમાંથી થાય છે. એજ સર્વ કરતાં અતિ સૂક્ષ્મ પદાર્થ છે. તે ક્રમે ક્રમે અતિશય સ્થૂલથી આરંભ

કરી અંતે આ જગત્ રૂપે બદલાઇ જાય છે. સાંખ્ય દર્શનના અભિપ્રાય પ્રમાણે પુરૂષ ( આત્મા ) એ સર્વ પ્રકૃતિથી બહાર છે. તે તદ્દન ભૌતિક નથી. પુરૂષની સરખામણી બુદ્ધિ, મન, તન્માત્રા અથવા સ્થૂલ-ભૂત, એમાંથી કોઇ સાથે થઇ શકે એમ નથી. એ પુરૂષ એમાંના કોઇ પણ પદાર્થ જેવો પણ નથી. તે તો સંપૂર્ણ પૃથક છે. એની પ્રકૃતિ સંપૂર્ણ જૂદી જ છે. એ ઉપરથી તેઓ એવો સિદ્ધાંત કરે છે કેઃ પુરૂષ ( આત્મા ) એ અવસ્ય મૃત્યુ રહિત છે. અજર છે, અમર છે. કારણ કેઃ એ કોઇપણ પ્રકારના મિશ્રણમાંથી ઉત્પન્ન થયો નથી. જે વસ્તુ કોઇપણ મિશ્રણમાંથી ઉત્પન્ન થઇ નથી તેનો કદી પણ નાશ થઈ શકે નહિં. એ પુરૂષ અથવા આત્મા—સમૂહની સંખ્યા અગણિત છે—તે ગણી શકાય એમ નથી.

આપણે એ સૂત્રનું તાત્પર્ય સમજી શકીશું. વિશેષ અર્થ એ છે કે સ્થૂલભૂત દર્શાવે છે કે જેઓનો આપણે ઇન્દ્રિયદ્વારા અનુભવ કરી શકીએ છીએ. અવિશેષનો અર્થ સૂક્ષ્મભૂત—તન્માત્રા છે. સાધારણ મનુષ્યોને એ તન્માત્રાઓનું જ્ઞાન થતું નથી. પરંતુ પતંજલિ ઋષિ કહે છે કેઃ “જો તમે યોગાભ્યાસ કરશો તો કેટલાક દિવસ પછી તમારી અનુભવ શક્તિ એટલી બધી સૂક્ષ્મ થશે કે જેથી તમે તન્માત્રાઓને પણ નજરે નજર જોઈ શકશો. તમે સાંભળ્યું હશે કેઃ પ્રત્યેક મનુષ્યની ચારે દિશામાં એક પ્રકારની જ્યોતિ પ્રસરી રહેલી હોય છે* પ્રત્યેક પ્રાણીના શરીરમાંથી સર્વદા એક પ્રકારનો આલોક--પ્રકાશ—બહાર નીકળતો હોય છે. પતંજલિ ઋષિ કહે છે કેઃ તે પ્રકાશ

* કેટલીક છબીઓમાં ભગવાન શંકરાચાર્ય, ભગવાન બુદ્ધદેવ, ભગવાન જરથુસ્ત, ભગવાન ઈસુખ્રિસ્ત વગેરે અવતાર ઉપરાંત મહાપુરૂષોના મુખની આસપાસ સફેત જ્યોતિ-પ્રકાશનું કુંડાળું ચિતરેલું જોવામાં આવે છે. તેજ એ જ્યોતિ અથવા પ્રકાશ.

કેવળ યોગીઓ જ જોઇ શકે છે.× આપણે સર્વે તે પ્રકાશ જોઇ શકતા નથી એ ખરૂં પરંતુ જેમ પુષ્પમાંથી સર્વદા પુષ્પના અતિ સૂક્ષ્મ પરમાણુ સ્વરૂપ તન્માત્રા–સુગંધ બહાર નિકળે છે, કે જે દ્વારા આપણે તેનો ગંધ લઇ શકીએ છીએ. એજ પ્રમાણે સર્વદા આપણા શરીરમાંથી શુભ અથવા અશુભ, કોઈ એક પ્રકારની પુષ્કળ શકિત બહાર નિકળે છે તેથી આપણે ગમે ત્યાં જઇએ છીએ તો પણ આપણી ચારે દિશા તેની જ તન્માત્રા વડે પરિપૂર્ણ થઇ જાય છે. મનુષ્ય તેનું ખરૂં રહસ્ય નહિં જાણતો હોવા છતાં અજાણતાં પણ મનુષ્યના અંતઃકરણમાં મંદિર, વગેરે બંધાવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. પ્રશ્ન થશે કેઃ ભગવાનની ઉપાસના કરવા માટે મંદિર બંધાવવાની શી આવસ્યકતા હતી ? ગમે તે સ્થળે ઇશ્વરની ઉપાસના કર્યાથી કામ ચાલી શકત, પરંતુ એમ કરવાનું કારણ એ છે કેઃ "મનુષ્ય એનું રહસ્ય નથી જાણતાં તો પણ તેના મનમાં સ્વાભાવિક રીતે જ એવી ભાવના ઉદય પામે છે કેઃ જે સ્થળે મનુષ્યો ઇશ્વરની ઉપાસના કરે છે તે સ્થાન અતિ પવિત્ર તન્માત્રાઓ વડે પરિપૂર્ણ થઇ જાય છે. મનુષ્યો નિત્ય ત્યાં જાય છે. તેઓ ત્યાં જેમ જેમ આવ જા કરે છે તેમ તેમ પવિત્ર થતા જાય છે, અને તે સાથે તે સ્થાન પણ પવિત્ર–ભાવ ધારણ કરે છે. જે મનુષ્યના અંતઃકરણમાં વિશેષ રૂપે સત્વગુણ નથી તો પણ જો તે સ્થાનમાં ગમન કરે તો તેનામાં પણ સત્વગુણ ઉદય પામે છે.

× શ્રી સદ્‌ગુરૂ દેવ ઉધ્ધવ જોશી મહારાજ અમને કહેતા કેઃ જે કોઇ મનુષ્ય મ્હારી પાસે આવે છે તેના મુખની આસપાસનો પ્રકાશ હું જોઈ શકું છું. અને તે ઉપરથી જ તેના ભૂત, ભવિષ્ય, વર્તમાન જાણી શકું છું. અને તેથી જ તેના મનની વાત અથવા તેના પ્રશ્નનો ઉત્તર હું કહી શકું છું.—**લેખક.**

એ ઉપરથી જ દેવ મંદિરો, ઉપાસના મંદિરો અને તીર્થ સ્થળ વગેરે પવિત્ર શા માટે કહેવાય છે તેનું કારણ સમજી શકાય છે. પરંતુ એટલું સર્વદા સ્મરણમાં રાખવું ઉચિત છે કેઃ પવિત્ર વર્તનના અને પવિત્ર મનના સાધુ મહાત્માઓના સમાગમ ઉપર જ તે સ્થાનોની પવિત્રતાનો આધાર છે. છતાં જન સમાજ તેનો મૂળ ઉદ્દેશ્ય સમજતા નથી તેથી જ ગડબડાધ્યાય ઉપસ્થિત થાય છે. તેથી જ ઘોડાની પાછળ ગાડી જોડવાની ઇચ્છા કરે છે! પ્રથમ-શરૂવાતમાં જનસમાજે જ તે સ્થાનને પવિત્ર બનાવ્યું હતું ત્યાર પછી તે સ્થાનની પવિત્રતા રૂપી કાર્ય, કારણ થઇ જનસમાજને પવિત્ર કરવા લાગ્યું. પરંતુ તેવા પવિત્ર દેવ મંદિરમાં કે પવિત્ર તીર્થ સ્થાનમાં અસાધુ (ચોર, લોભી, પાપી) મનુષ્યો નિવાસ કરે અને આવજા કરે, તો તેમ થવાથી અન્ય સ્થાનોની પેઠે તે સ્થાન પણ અપવિત્ર થઈ જાય. મકાનના ગુણને લીધે એમ થતું નથી પણ ત્યાં આવજા કરનારા મનુષ્યોના ગુણ-સ્વભાવ-કર્મને લીધે મંદિર અપવિત્ર થઈ જાય છે, અને લોકોમાં તેવું જ અપવિત્ર ગણાય છે એ આપણે ભૂલી જઇએ છીએ. એ કારણને લીધે જ પ્રબળ સત્વગુણ સમ્પન્ન સાધુ અને મહાત્માઓ ચારે દિશામાં પોતાનાં સત્વગુણ પ્રસારી દે છે. તેઓ પોતાની ચારે દિશાના લોકો ઉપર પોતાનો મહાન્ પ્રભાવ વિસ્તારી શકે છે. મનુષ્ય એટલો બધો પવિત્ર થઈ શકે છે કેઃ તેની તે પવિત્રતા એક સમયે પ્રત્યક્ષ જણાઇ આવે છે તે તેના શરીરમાંથી બહાર પ્રકટ થાય છે. સાધુ-યોગી-મહાપુરૂષોનાં મન-વાણી-કર્મ પવિત્ર હોવાથી તેમનાં શરીર પવિત્ર થઇ જાય છે તેથી તેમનાં શરીર જ્યાં વિચરણ કરે છે ત્યાં પવિત્રતા વિસ્તાર પામે છે, અને તેમના સમાગમમાં આવનાર મનુષ્યો પણ પવિત્ર

થાય છે. આ કાંઇ કવિયોની અલંકારિક ભાષા નથી અથવા રૂપક નથી. વાસ્તવિક રીતે એ પવિત્રતા જાણે ઇન્દ્રિયગોચર એકાદ બાહ્ય વસ્તુ હોય એવી જ જણાય છે. એનું યથાર્થ અસ્તિત્વ છે. એની યથાર્થ સત્તા છે. જે મનુષ્યો એવા પવિત્ર મનુષ્યના સંસર્ગમાં આવશે, જે મનુષ્યો એવા પવિત્ર મનુષ્યોનો સ્પર્શ કરશે તે પવિત્ર થઇ જશે.*

હવે આપણે જોઇએ કેઃ " લિંગ માત્ર " નો અર્થ શો છે? લિંગ માત્ર કહેતાં બુદ્ધિ સમજવી. એ જ પ્રકૃતિનું પ્રથમ વ્યક્ત સ્વરૂપ છે, એમાંથી જ અન્ય સર્વે વસ્તુ વ્યક્ત થઇ છે. ગુણની છેલ્લી અવસ્થાનું નામ અલિંગ અથવા ચિહ્ન શૂન્ય છે. આધુનિક વિજ્ઞાનમાં અને સર્વ ધર્મમાં એ સંબંધી મહાન્ વિવાદ જોવામાં આવે છે. પ્રત્યેક ધર્મમાં એ જ એક સાધારણ સત્ય જોવામાં આવે છે કેઃ આ જગત ચૈતન્ય શક્તિમાંથી ઉત્પન્ન થયું છે. સર્વે મનુષ્યો કહે છે કેઃ હા, તે સત્ય છે, તેમ છતાં કોઈ કોઈ ધર્મ અધિક દર્શન-શાસ્ત્ર સંગત હોવાને લીધે તેઓ એ તત્ત્વ કહેતી વખત વૈજ્ઞાનિક ભાષાનો ઉપયોગ કરે છે. ઇશ્વર એ આપણા જેવો કોઇ એક વિશેષ વ્યક્તિ છે કે નહિં એ વિચાર પડતો મૂકી કેવળ મનોવિજ્ઞાનની દૃષ્ટિએ જોતાં ઇશ્વરવાદનું તાત્પર્ય એ છે કેઃ ચૈતન્ય એ જ સૃષ્ટિની આદિ વસ્તુ છે. એમાંથી જ સ્થૂળ-ભૂત પ્રકટ થયા છે. પરંતુ આધુનિક દાર્શનિક વિદ્વાનો કહે છે કેઃ ચૈતન્ય એ જ સૃષ્ટિની અંતિમ વસ્તુ છે, અર્થાત્ તેમનો અભિપ્રાય એવો છે કેઃ સર્વે અચેતન જડ વસ્તુઓ ધીમે ધીમે જીવ રૂપે બદલાઈ છે, અને એજ જીવોએ

* આપણા દેશમાં પવિત્ર સાધુ સંતોના ચરણામૃત લેવાનો રિવાજ છે તેમજ પવિત્ર સાધુ સંતોનાં ચરણ-સ્પર્શ કરી તે જ હાથ નેત્રે, મસ્તકે, હૃદયે સ્પર્શ કરવાનું કારણ એ છે કેઃ તેમની પવિત્ર વિજળિક શક્તિ, સ્પર્શ કરનારના શરીરમાં પ્રવેશી તેને પવિત્ર બનાવે.—લેખક.

ધીમે ધીમે ઉન્નતિ પામી મનુષ્યાકાર ધારણ કર્યો છે. તેઓ કહે છે કેઃ જગતની સર્વે વસ્તુઓ ચૈતન્યમાંથી જન્મ પામી છે એમ નથી, ઉલટું ચૈતન્ય એજ સૃષ્ટિની સૌથી છેલ્લી વસ્તુ છે. જો કે એ પ્રમાણે સર્વે ધર્મનાં અને વિજ્ઞાનના સિદ્ધાંત તદ્દન વિરૂદ્ધ જણાય છે, તેમ છતાં એ બન્ને સિદ્ધાંત સત્ય કહી શકાશે. એક અનન્ત શૃંખલા અથવા શ્રેણિ ગ્રહણ કરો. જેમકે ક, ખ, ક, ખ, ક, ખ, ઇત્યાદિ. આ સ્થળે પ્રશ્ન એ થશે કેઃ એમાં ક પહેલો કે ખ પહેલો? જો તમે એ શૃંખલાને ક, ખ, એ પ્રમાણે સ્વીકારશો તો અવશ્ય "ક"ને પ્રથમ બોલવો પડશે પરંતુ જો તમે એને ખ,ક, આ પ્રમાણે સ્વીકારશો તો તમારે "ખ" નેજ પ્રથમ મૂકવો પડશે. આપણે એને જે દૃષ્ટિએ જોઇશું તે ભાવેજ તે જણાશે. ચૈતન્ય, અનુલોમ પરિણામ પ્રાપ્ત કરી સ્થૂલ ભૂતનો આકાર ધારણ કરે છે અને સ્થૂલ ભૂત વિલોમ પરિણામ પ્રાપ્ત કરી ચૈતન્ય રૂપે બદલાય છે. સાંખ્ય અને સર્વે ધર્માચાર્યો ચૈતન્યને અગ્રે સ્થાપન કરે છે. તેમ કરવાથી એ શૃંખલા એવો આકાર ધારણ કરે છે કેઃ પ્રથમ ચૈતન્ય અને પછી ભૂત. વૈજ્ઞાનિકો પ્રથમ ભૂતને સ્વીકારી કહે છે કેઃ પ્રથમભૂત અને પછી ચૈતન્ય. ગમે તેમ પણ એ બન્ને એકજ શૃંખલા સંબંધી કહે છે. ભારતીય દર્શન-શાસ્ત્ર, ચૈતન્ય અને ભૂત, એ બન્નેથી ઉપર જઇ "પુરૂષ" અથવા "આત્મા" ને જોઇ શકે છે. એ "આત્મા" જ્ઞાનથી પણ અતીત છે. "જ્ઞાન" એ જાણે તેમાંથી પ્રાપ્ત થતા "પ્રકાશ સ્વરૂપ" છે.

**द्रष्टा दृशिमात्रः शुद्धोऽपि प्रत्ययानुपश्यः ॥ २० ॥**

**સૂત્રાર્થ:** દ્રષ્ટા એ કેવળ ચૈતન્ય છે. જો કે તે સ્વયં પવિત્ર સ્વરૂપ છે, તથાપિ બુદ્ધિની મધ્યમાં થઇને તે જોઈ શકે છે.

વ્યાખ્યાઃ આ સ્થળે પણ સાંખ્ય દર્શનના સિદ્ધાંતો જ કહેવામાં આવશે. આપણે પૂર્વે જોયું છે કેઃ “સાંખ્ય દર્શનના અભિપ્રાય પ્રમાણે અતિ ક્ષુદ્ર પદાર્થથી તે બુદ્ધિ પર્યંત સર્વે પ્રકૃતિની અંતર્ગત છે. પરંતુ પુરૂષો, ( આત્મા ) એ પ્રકૃતિથી બાહ્ય છે. એ પુરૂષોના કોઈ ગુણ જ નથી. એમ છે ત્યારે પુરૂષ--આત્મા--દુઃખી અથવા સુખી જોવામાં આવે છે તેનું કારણ શું? કારણ, તે કેવળ બુદ્ધિના ઉપર પ્રતિબિમ્બિત થઈ સર્વ રૂપમાં દેખાય છે તેજ છે. જેમકેઃ એક સ્ફટિકનો કટકો ટેબલ પર મુકી તેની નજીક એક લાલ પુષ્પ રાખવામાં આવે તો તે સ્ફટિક લાલ રંગનો જોવામાં આવશે. તેજ પ્રમાણે આપણને જે સુખ અથવા દુઃખનું ભાન થાય છે તે વાસ્તવિક જોતાં પ્રતિબિમ્બ જ છે. આત્માને તેમાંનું કાંઈ લાગતું જ નથી–આત્માને સુખ કે દુઃખ કાંઇ થતું જ નથી. આત્મા એ પ્રકૃતિથી સમ્પૂર્ણ પૃથક્ વસ્તુ છે. આત્મા એ જૂદી વસ્તુછે. પ્રકૃતિ એ પણ જૂદી વસ્તુ છે. બન્ને તદ્દન ભિન્ન વસ્તુઓ છે, અને તે સર્વદા પૃથક્ જ રહે છે. સાંખ્યાચાર્ય કહે છે કેઃ જ્ઞાન એ એક મિશ્ર પદાર્થ છે. એનામાં વધ--ઘટ થઈ શકે છે. એ પરિવર્તનશીલ છે. શરીરની પેઠે જ એ પણ ક્રમશઃ પરિણામ પ્રાપ્ત થાય છે. શરીર જેમ ધર્મવાળું છે તેમ એમાં પણ ધર્મ વિદ્યમાન છે. શરીરમાં જેમ નખ છે, તેજ પ્રમાણે જ્ઞાન અને દેહનું સમજવું. નખ એ શરીરનો એક અંશ છે. તેને સેંકડો વખત કાપી નાંખવામાં આવે છે છતાં તે શરીરમાં વિદ્યમાન હોય છે જ તેજ પ્રમાણે જ્ઞાન પણ કદી અવિનાશી નથી. એ જ્ઞાન અવશ્ય જન્ય પદાર્થ છે. એ જન્ય છે એ ઉપરથી જણાય છે કેઃ એનાથી ઉપર, એનાથી શ્રેષ્ઠ અન્ય એક પદાર્થ વિદ્યમાન છે. કારણ કેઃ જન્ય પદાર્થ કદી પણ મુક્ત સ્વભાવ હોઇ શકે નહિ.

જેની સાથે પ્રકૃતિનો સંબંધ છે; તેજ પ્રકૃતિ અંતર્ગત હોવાથી તે ચિરકાલને માટે બદ્ધ ભાવાપન્ન છે. વારૂં, ત્યારે ખરો મુક્ત મનુષ્ય કોણ? ખરો મુક્ત મનુષ્ય તો એજ છે કેઃ જે કાર્ય કારણ સંબંધથી અતીત છે તેજ ખરો મુક્ત-સ્વભાવ મનુષ્ય કહી શકાય. જો તમે કહેશો કેઃ મુક્ત-સ્વભાવ કોણ છે? એ ધારણા ભ્રમાત્મક છે. તો હું કહીશ કેઃ એ બદ્ધભાવ પણ ભ્રમાત્મક છે. આપણા જ્ઞાનમાં એ બન્ને ભાવનાઓ સદા વિરાજીત થઇ રહી છે. એ બન્ને ભાવનાઓ પરસ્પર એક બીજાની આશ્રિત છે. એકનું અસ્તિત્વ ન હોય તો બીજું પણ હોઇ શકે નહિં. એમાંની એક ભાવના એ છે કેઃ આપણે બદ્ધ છીએ. કલ્પના કરો કેઃ આપણને ઇચ્છા થઈ કેઃ આપણે દિવાલની મધ્યમાં થઇને જઇએ. આપણું મસ્તક દિવાલ સાથે સંલગ્ન થયું. એ ઉપરથી સમજી શકાયું કેઃ આપણે એ દિવાલ- દ્વારા સીમાબદ્ધ થયા છીએ. એમ થવા છતાં પણ આપણે જોઈ શકીએ છીએ કેઃ આપણામાં ઇચ્છાશક્તિ વિદ્યમાન છે. એ ઇચ્છા- શક્તિને આપણે ઇચ્છાનુસાર પરિચાલિત કરી શકીએ છીએ. પ્રત્યેક વિષયમાં આપણે જોઇએ છીએ કેઃ એ વિરોધી ભાવના જ આપણી સન્મુખ આવે છે. આપણે મુક્ત છીએ એવી શ્રદ્ધા-વિશ્વાસ-આપણે રાખવો જ જોઇએ. પરંતુ પ્રત્યેક ક્ષણે આપણે જોઇ શકીએ છીએ કેઃ આપણે મુક્ત નથી. જો બે ભાવનામાંની એક ભાવના ભ્રમાત્મક હોય તો બીજી પણ ભ્રમાત્મક હોવી જોઇએ. કારણ કેઃ એ બન્ને ભાવનાઓ અનુભવરૂપ એકજ પાયા ઉપર સ્થપાયલી છે. યોગીઓ કહે છે કેઃ એ બન્ને ભાવનામાંની બન્ને સત્ય છે. બુદ્ધિ પર્યંત વિચાર કરતાં આપણે વાસ્તવિકરૂપે બદ્ધ જ છીએ. પરંતુ આત્મા પર્યંત વિચાર કરતાં આપણે મુક્ત સ્વભાવ છીએ. મનુષ્યનું ખરૂં સ્વરૂપ

**આત્મા** અથવા **પુરૂષ** છે. તે કાર્ય-કારણરૂપી શૃંખલાથી બહાર છે. એ આત્માના જ મુક્ત સ્વભાવે, ભૂતોનાં ભિન્નભિન્ન પડના મધ્યમાં પ્રકટ થઇ બુદ્ધિ, મન ઇત્યાદિ નાના પ્રકારના આકાર ધારણ કર્યા છે. એનીજ જ્યોતિ, સર્વના આંતરમાં પ્રકટ થઈ રહી છે. બુદ્ધિમાં -પોતાનું-કાંઇ પણ ચૈતન્ય નથી. ચૈતન્ય તો આત્માનું જ છે અને આત્મામાંથી જ સર્વમાં ચૈતન્ય પ્રકાશ વિસ્તરે છે. પ્રત્યેક ઇન્દ્રિયના મસ્તકમાં એક એક કેન્દ્ર સ્થાન છે. સર્વ ઇન્દ્રિયોનું એકજ કેન્દ્રસ્થાન છે એમ નથી. પ્રત્યેક ઇન્દ્રિયના કેન્દ્રસ્થાન જૂદાં જૂદાં છે. વારૂ ત્યારે આપણા અનુભવો-સાક્ષાત્કારો-કયે સ્થળે એકત્વ પ્રાપ્ત કરે છે? જો મસ્તકમાં તેઓ એકત્વ પ્રાપ્ત કરતા હોત તો ચક્ષુ, કર્ણ, નાસિકા એ સર્વનું એક જ કેન્દ્ર સ્થાન હોત. પરંતુ આપણે નિશ્ચયપૂર્વક જાણીએ છીએ કેઃ એ પ્રત્યેકને માટે ભિન્ન ભિન્ન કેન્દ્રસ્થાન છે. તેમ છતાં મનુષ્યો એક સમયે જ જોઇ શકે છે અને સાંભળી શકે છે. એ ઉપરથી જ જણાય છે કેઃ બુદ્ધિની પાછળ અવસ્ય એક પ્રકારનું એકત્વ છે. બુદ્ધિનો મસ્તક સાથે નિત્ય નિયમિત્ત સંબંધ છે. બુદ્ધિનો નિત્ય મસ્તક સાથે સંબંધ છે પરંતુ એ બુદ્ધિની પાછળ પુરૂષ (આત્મા) વિદ્યમાન છે. તે જ એકત્વ સ્વરૂપ છે. તેની સમીપ જવાથી જ સર્વ અનુભવ એકત્વભાવ ધારણ કરે છે. આત્મા એ જ તે કેન્દ્ર છે કે જ્યાં સર્વ ભિન્ન ભિન્ન ઇન્દ્રિય-અનુભવ એકત્ર થાય છે. પરંતુ આત્મા તો મુક્તસ્વભાવ છે. એ આત્માનો મુક્તસ્વભાવ જ તમને પ્રતિ ક્ષણે કહે છે કેઃ "**તમે મુક્ત છો.**" પરંતુ તમે ભ્રમમાં પડી રહી તમારા એ મુક્ત સ્વભાવને પ્રત્યેક ક્ષણે બુદ્ધિ અને મન સાથે મિશ્રિત કરી દો છો. તમારા મુક્ત સ્વભાવને બુદ્ધિમાં ભેળવી દો છો. પરંતુ તે ક્ષણે તમે જોઈ શકો છો કેઃ બુદ્ધિ એ મુક્ત સ્વભાવ નથી, ભલે તમે તમારો તે મુક્ત-સ્વભાવ દેહમાં આરોપણ કરો પરંતુ

પ્રકૃતિ તમને તત્ક્ષણાત્ કહે છે કેઃ તમે ભૂલ કરી છે. મુક્તિ એ દેહનો ધર્મ નથી. એટલા માટે જ એક સમયે આપણે મુક્તિ અને બન્ધન, એ બન્ને પ્રકારનો અનુભવ જોઇ શકીએ છીએ. યોગીઓ, મુક્તિ અને બન્ધન બન્નેનો વિચાર કરે છે અને તેથીજ તેમનો અજ્ઞાનતારૂપી અન્ધકાર દૂર થઇ જાય છે. તેઓ સમજી શકે છે કેઃ પુરૂષ (આત્મા) એજ મુક્ત-સ્વભાવ અને જ્ઞાનસ્વરૂપ છે. તે બુદ્ધિરૂપી ઉપાધિની મધ્યમાં થઇને શાન્ત જ્ઞાનરૂપે પ્રકટ થાય છે. માટે જ તે બદ્ધ છે.

**तदर्थ एव दृष्यस्यात्मा ॥ २१ ॥**

**સૂત્રાર્થ**: દશ્ય અર્થાત્ પ્રકૃતિનો આત્મા (સ્વરૂપ અર્થાત્ ભિન્ન ભિન્ન આકારમાં પરિણામ) ચિન્મય પુરૂષના (ભોગ અને મુક્તિને) માટે જ.

વ્યાખ્યાઃ પ્રકૃતિ સ્વતઃ કોઇ પ્રકારે શક્તિમાન નથી. જ્યાં સુધી પુરૂષ તેની સમક્ષ ઉપસ્થિત હોય છે, ત્યાં સુધી તેની શક્તિ (પ્રકૃતિ) જોવામાં આવે છે. ચંદ્રનો પ્રકાશ જેમ તેનો પોતાનો નથી, તે તે (ચંદ્ર)ને સૂર્યમાંથી પ્રાપ્ત થાય છે તે જ પ્રમાણે પ્રકૃતિમાં જણાતી શક્તિ પણ પુરૂષમાંથી જ તે (પ્રકૃતિ)ને પ્રાપ્ત થાય છે. યોગીઓના અભિપ્રાય પ્રમાણે સમુદય વ્યક્ત જગત્ પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થયું છે, પરન્તુ તેમાં પ્રકૃતિનો કાંઇ ઉદ્દેશ્ય નથી. કેવળ પુરૂષને મુક્ત કરવો એજ પ્રકૃતિનું પ્રયોજન છે.

**कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात् ॥ २२ ।**

**સૂત્રાર્થ**: જેણે તે પરમપદ પ્રાપ્ત કર્યું છે તેની અજ્ઞાનતા નષ્ટ થવા છતાં પણ સાધારણ-મનુષ્યોનું એ અજ્ઞાન નષ્ટ થતંનથી. કારણ કેઃ તે અન્યજનોને માટે સાધારણ છે.

વ્યાખ્યા: આત્મા, એ પ્રકૃતિથી સ્વતન્ત્ર ( જૂદો ) છે એટલું જણાવવું એ જ માત્ર પ્રકૃતિનું લક્ષ્ય છે. જ્યારે આત્મા તે જાણે છે ત્યારે પછી પ્રકૃતિ તેને કોઇ પણ પ્રકારે લોભાવી શકતી નથી. જે (મનુષ્ય) મુક્ત થયો છે તેના સમક્ષથી (તેની દૃષ્ટિમાંથી) પ્રકૃતિનો તદ્દન લોપ થઇ જાય છે. પરંતુ અનન્તકોટી મનુષ્યો ચિરકાલ એવાં પણ રહેશે કે જેને માટે પ્રકૃતિ કાર્ય કરતી રહેશે.

**स्वस्वामिशक्त्योः स्वरूपोपलब्धिहेतुः संयोगः ॥२३॥**

**સૂત્રાર્થ:** દૃશ્ય અને દ્રષ્ટાની, ભોગત્વ અને ભોક્તૃત્વરૂપે ઉપલબ્ધિ (જ્ઞાન)ને સંયોગ કહે છે.

વ્યાખ્યા: એ સૂત્ર અનુસાર જે સમયે આત્માનો પ્રકૃતિ સાથે સંયોગ થાય છે તે સમયે એ સયોગને લીધે જ દ્રષ્ટત્વ અને દ્રષ્યત્વ એ ઉભયશક્તિ પ્રકટ થાય છે. તે સમયે જ આ જગત્‌પ્રપંચ ભિન્ન ભિન્ન રૂપે વ્યક્ત થાય છે. અજ્ઞાન એ જ સંયોગનું કારણ છે. આપણે પ્રતિ દિન જોઈ શકીએ છીએ કે: આપણને થતા સુખ અથવા દુ:ખનું કારણ, શરીર સહિત આપણો (આત્માનો) સંયોગ કરી દઈએ છીએ તે જ છે. જો આપણામાં એવું નિશ્ચિત–જ્ઞાન હોત કે: આપણે શરીર નથી ( પણ આત્મા છીએ–આત્માને સુખ–દુ:ખ હોય જ નહિં. ) તો આપણને ટાઢ, તાપનો વિચાર જ રહેત નહિ. આ શરીર એક ( પંચમહાભૂતો વગેરે ) ભૂતની માત્ર સમષ્ટિ જ છે. મ્હારૂં એક શરીર, તમારૂં એક બીજું શરીર, અથવા સૂર્ય એ એક જૂદો પદાર્થ છે એમ કહેવું એ કેવળ ગપાટા જ છે. આ સર્વ જગત્ એ મહાભૂતના એક સમુદ્ર સમાન છે. તમે એ મહાસાગરના એક બિન્દુ ( સમાન ) છો. અમે પણ એક બિન્દુ છીએ, અને સૂર્ય પણ એક બિન્દુ છે. આપણે જાણીએ છીએ કે:

એ ભૂત સર્વદા ભિન્ન ભિન્ન આકાર ધારણ કરે છે. જે ભૂત વડે આજે સૂર્યની રચના થઇ છે તે જ ભૂતવડે કાલે આપણા શરીરની પણ રચના થઇ શકે એ સમ્ભવિત છે.

**तस्य हेतुरविद्या ॥ २४ ॥**

**સૂત્રાર્થ**: એવાં સંયોગનું કારણ અવિદ્યા અર્થાત્ અજ્ઞાન છે.

વ્યાખ્યાઃ આપણે અજ્ઞાનતાને લીધે જ આપણને એક નિર્દિષ્ટ શરીરમાં આબદ્ધ કરી આપણા દુઃખનો માર્ગ ખુલ્લો કર્યો છે. "હું શરીર છું." એવી આપણી ધારણા તે કેવળ કુસંસ્કાર જ છે એ કુસંસ્કારોને લીધે જ આપણે સુખી-દુઃખી થઇએ છીએ. અજ્ઞાનતાને લીધે, એ કુસંસ્કારો દ્વારા જ આપણે ટાઢ, તાપ, સુખ, દુઃખ, વગેરે ભોગવીએ છીએ. આપણું કર્તવ્ય તો એ જ છે કેઃ આપણે એ કુસંસ્કારોને ઓળંગી જવા જોઇએ. કુસંસ્કારોને કેવી રીતે ઓળંગી જવા અર્થાત્ એ વાક્યને કાર્યના રૂપમાં શી રીતે બદલી દેવાય તે (સાધનો) યોગીઓ દર્શાવી આપે છે. એટલું નક્કી થયું છે કેઃ મનની અમુક અવસ્થામાં શરીર દગ્ધ થાય છે, પરંતુ જ્યાં સુધી તે અવસ્થા રહેશે ત્યાં સુધી તેને કોઈ પ્રકારનું કષ્ટ જણાશે નહિ. મનની એવી ઉચ્ચ અવસ્થા ક્વચિત્ એક ક્ષણને માટે વા, વંટોળીયાની પેઠે આવે છે અને બીજી ક્ષણે તેનો લોપ થઇ જાય છે. પરંતુ જો આપણે એવી અવસ્થા યોગવિદ્યા-યોગ ક્રિયાઓ-દ્વારા વૈજ્ઞાનિક નિયમો પ્રમાણે પ્રાપ્ત કરીએ, તો જ આપણે સર્વદા આત્માને શરીરથી પૃથક્ રાખી શકીશું. (કેવળ જ્ઞાનથી નહિં પણ જ્ઞાન સાથે યોગનો સંબંધ થવાથી જ એવી અવસ્થા પ્રાપ્ત થાય છે.)

**तदभावात् संयोगाभावो हानं तद्दृशेः कैवल्यम् ॥ २५ ॥**

**સૂત્રાર્થ**: અજ્ઞાનનો અભાવ થતાં જ પુરુષ-પ્રકૃતિનો સંયોગ

નષ્ટ થઈ જાય છે. એનું નામ જ હાન (અજ્ઞાનનો પરિત્યાગ), એ જ દ્રષ્ટાની કૈવલ્યપદમાં અવસ્થિતિ જાણવી.

વ્યાખ્યા: આ યોગશાસ્ત્રના અભિપ્રાય પ્રમાણે આત્મા એ અવિદ્યાને લીધે પ્રકૃતિ સાથે સંયુક્ત થયો છે તેથી પ્રકૃતિ કોઈ પણ પ્રકારે આપણા ઉપર સત્તા વિસ્તારી ન શકે એ જ આપણો ઉદ્દેશ્ય છે, અને એ જ માત્ર સર્વ ધર્મોનું લક્ષ્ય છે. સર્વ આત્મા એ અવ્યક્ત બ્રહ્મ જ છે. બાહ્ય અને અંતર્ પ્રકૃતિને વશ કરી આત્માનો બ્રહ્મભાવ વ્યક્ત કરવો એ જ મનુષ્ય જીવનનો અંતીમ હેતુ છે. **મનુષ્ય જીવનનો માત્ર એક જ ઉદ્દેશ્ય છે કે: આત્માનો–બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો.** કર્મ ઉપાસના, મનઃ સંયમ અથવા જ્ઞાન, એમાંથી એક અથવા એકથી અધિક અથવા એ સર્વે ઉપાયદ્વારા મનુષ્યે પોતાનો બ્રહ્મ-ભાવ (બ્રહ્મત્વ) વ્યકત કરવું જોઇએ, અને મુક્ત થવું જોઇએ. એ જ ધર્મનું પૂર્ણત્વ છે. એ જ ધર્મનું પૂર્ણ અંગ-પૂર્ણ લક્ષણ છે. મત, અનુષ્ઠાન–પદ્ધતિ, શાસ્ત્ર, મન્દિર અથવા અન્ય બાહ્ય ક્રિયાકર્મ એ માત્ર તેનાં ગૌણ અંગ–પ્રત્યંગ છે. યોગીઓ મનઃ સંયમદ્વારા એ ઉચ્ચ લક્ષ્ય પ્રત્યે જઇ પહોચવાનો યત્ન કરે છે. જ્યાં સુધી આપણે પ્રકૃતિની સત્તામાંથી મુકત ન થઇ શકીએ, ત્યાં સુધી આપણે તેના તાબેદાર–વેચાયલા ગુલામ જેવા છીએ અને ત્યાં સુધી આપણે કાંઈ પણ બબડાટ કર્યા વગર, સુખ દુઃખ આદિ ભોગવવાં જ જોઇએ, અને પ્રકૃતિ જેમ કહે તેમ આપણે વર્તવું જ જોઇએ, પણ જો તે સર્વ વેદના–ઉપાધિમાંથી મુક્ત થઇ આનંદ પરમાનંદ પ્રાપ્ત કરવો હોય તો જ મનવશ રાખી પ્રકૃતિની ગુલામગીરીમાંથી મુક્ત થાઓ અને સર્વથી ઉચ્ચ લક્ષ્ય–મુક્તિ-તે પ્રાપ્ત કરો. યોગીઓ કહે છે કે: તેઓ (યોગ સાધકો) મનને વશ કરી

શકે છે, તેથી જ તેઓ પંચમહાભૂતને પણ વશ કરી લે છે. (તેમને દશ ઇન્દ્રિયોમાંની કોઈ પણ ઇન્દ્રિય સતાવતી નથી. તેઓ તો ઇન્દ્રિયોને જીતે છે.) અંતઃ પ્રકૃતિ એ બાહ્ય પ્રકૃતિ કરતાં વિશેષ ઉચ્ચ છે માટે તેના ઉપર સત્તા જમાવવી એ બહુ જ કઠિન છે—એને વશ કરવી એ અતિશય કઠિન છે. માટે જ જેઓ અંતઃ પ્રકૃતિને વશ કરી શકે છે, (અર્થાત્ જેઓ મનના ધર્મને વશ કરી શકે છે) તેઓ સમસ્ત જગત્‌ને વશ કરી શકે છે, અર્થાત્ સર્વ જગત્‌ને વશ થઈ જાય છે. જગત્ તેના ગુલામ જેવું બની જાય છે. રાજયોગ વિદ્યાએ, પ્રકૃતિને—પંચમહાભૂતને—વશ કરવાની ક્રિયા (ઉપાય) બતાવે છે. આપણે બાહ્ય જગત્‌માં જે શક્તિયો સાથે પરિચિત છીએ તેના કરતાં અતિ ઉચ્ચ શક્તિયોના જૂથને આપણે વશ કરવાનું છે. શરીર એ માત્ર મનનું એક બાહ્ય આવરણ જ છે. શરીર અને મન એ બન્ને જૂદી જૂદી વસ્તુ નથી. તેઓ મોતી અને તેના બાહ્ય આવરણ (માછલીની છીપ) જેવાં છે. તે એક વસ્તુની જ બે ભિન્ન ભિન્ન અવસ્થા છે. મોતીની અંદરનો પદાર્થ, બહારથી નાના પ્રકારની સામગ્રી ગ્રહણ કરીને બાહ્ય આવરણ રચે છે. મન નામક આન્તરિક સૂક્ષ્મશક્તિસમૂહ પણ બહારથી સ્થૂલ—ભૂત ગ્રહણ કરી તે દ્વારા આ શરીરરૂપી બાહ્ય આવરણ પ્રસ્તુત કરે છે; તેથી જો આપણે અંતર જગત્‌નો જય કરી શકીએ તો બાહ્ય જગત્‌નો જય કરવો સ્હેલું થઈ પડશે. વળી એ શક્તિયો પરસ્પર જૂદી જૂદી રહે છે એમ પણ નથી. કેટલીક શક્તિયો ભૌતિક અને કેટલીક માનસિક છે એમ પણ નથી. જેમ આ દૃષ્યમાન ભૌતિક જગત્ સૂક્ષ્મ જગત્‌નો સ્થૂલ પ્રકાશ છે તે જ પ્રમાણે ભૌતિક શક્તિયો પણ સૂક્ષ્મ શક્તિનો માત્ર સ્થૂલ પ્રકાશજ છે.

**विवेक ख्यातिरविप्लवा हानोपायः ॥ २६ ॥**

**સૂત્રાર્થ:** નિરન્તર વિવેકનો અભ્યાસ ( કરવો ) એ જ અજ્ઞાન નાશ કરવાનો ઉપાય છે.

વ્યાખ્યા: સર્વ સાધનનું સત્ય લક્ષ્ય, સદ્ અસદ્ વિવેક અર્થાત્ પુરૂષ ( આત્મા ) એ પ્રકૃતિથી જૂદો છે એ જાણવું એ જ છે. વળી એટલું વિશેષરૂપે જાણવું જોઇએ કે: પુરૂષ એ ભૂત પણ નથી, મન પણ નથી, અને તે પ્રકૃતિ પણ નથી, તેથી તેનું કોઇ પણ પ્રકારનું પરિણામ અસમ્ભવિત્ છે. પ્રકૃતિ એજ સદાસર્વદા બદલાતી રહે છે. તેનો જ સંયોગ અને વિયોગ થતો રહે છે. જ્યારે આપણે નિત્યના અભ્યાસથી વિવેક પ્રાપ્ત કરીશું, ત્યારે જ આપણું અજ્ઞાન દૂર થઇ જશે-ત્યારે જ પુરૂષ ( આત્મા ) પોતાના સ્વરૂપમાં અર્થાત્ સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્, અને સર્વવ્યાપક રૂપે પ્રતિષ્ઠિત થશે.

**तस्य सप्तधा प्रान्तभूमिः ॥ २७ ॥**

**સૂત્રાર્થ:** તે ( જ્ઞાની ) ના વિવેક-જ્ઞાનની સાત અતિ ઉચ્ચ ભૂમિકા છે.

વ્યાખ્યા: જ્યારે એવું જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તે જાણે એક ઉપર એક, એમ સાત ભૂમિકા હોય એમ જણાય છે. વળી જ્યારે એમાંની એક પણ અવસ્થાનો આપણામાં આરંભ થાય છે ત્યારે આપણે નિશ્ચય પૂર્વક જાણી શકીએ છીએ કે: આપણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. પ્રથમ એવી અવસ્થા પ્રાપ્ત થશે-મનમાં એવું ભાન થશે કે: મ્હારે જે જાણવાનું હતું તે મ્હેં જાણ્યું છે. તે સમયે મનમાં કોઇ પ્રકારનો અસંતોષ રહેશે નહિ! જ્યારે આપણામાં જ્ઞાન પિપાસા હોય છે ત્યારે આપણે જ્ઞાન પ્રાપ્તિને માટે આમતેમ વિચરી જ્ઞાનને શોધતા ફરીએ છીએ. અમુક સ્થળે કંઇક સત્ય પ્રાપ્ત થશે એવી મનને ધારણા થતાં તત્ક્ષણાત્ આપણે તે સ્થળે દોડી જઇએ છીએ.

પરંતુ તે સ્થળે સત્ય પ્રાપ્ત નથી થતું ત્યારે મનમાં અશાંતિ ઉત્પન્ન થાય છે, તે પછી તુર્ત જ સત્યના શોધ માટે આપણે બીજી દિશામાં દોડીએ છીએ. જ્યાં સુધી આપણને એવો અનુભવ નથી થતો કેઃ સર્વ જ્ઞાન અમારા અંતરમાં જ છે, જ્યાં સુધી એવી દૃઢ ધારણા નથી થતી કેઃ અમને બીજો કોઇ સત્ય પ્રાપ્તિ કરવામાં સહાય કરી શકે એમ નથી, અમારે પોતે પોતાને જ સહાયતા કરવી પડશે, ત્યાં સુધી આપણે કરેલો સત્યનો શોધ વૃથા છે. વિવેકનો અભ્યાસ કરવાનો આરંભ કરતાં જ આપણે સત્યની નજીક જઇએ છીએ તેનું પ્રથમ ચિન્હ એ જણાશે કેઃ આપણી પૂર્વોક્ત અસન્તોષ–અવસ્થા દૂર થઇ જશે–અર્થાત્ આપણને સંતોષ થવા લાગશે. આપણે નિશ્ચય-પૂર્વક જાણી શકીશું કેઃ આપણને સત્ય પ્રાપ્ત થયું છે–અસત્ય સિવાય બીજું કાંઇ હોઇ શકે જ નહિં. તે સમયે આપણે જાણી શકીશું કેઃ સત્યસ્વરૂપ સૂર્ય ઉદય પામે છે. આપણી અજ્ઞાનતારૂપી રજનીનું પ્રભાત થવા માંડયું છે. એ સમયે હૃદયમાં વિશ્વાસ રાખી જ્યાંસુધી તે પરમપદ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી સતત્ અનેક યત્ન કરવા જોઇએ. દ્વિતીય અવસ્થા સમયે આપણાં સર્વ દુઃખ નષ્ટ થઈ જશે. બાહ્યિક, માનસિક અથવા આધ્યાત્મિક, કોઇપણ વિષયો તે સમયે આપણને કષ્ટ આપી શકશે નહિ. ત્રીજી અવસ્થામાં આપણને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થશે અર્થાત્ આપણે સર્વજ્ઞ થઇશું. ચોથા પ્રકારની અવસ્થામાં આપણે જાણી શકીશું કેઃ આપણને વિવેક જ્ઞાન પ્રાપ્ત થયું છે. હવે અમારૂં કાંઇ પણ કર્તવ્ય રહ્યું નથી, ત્યાર પછી ચિત્ત–મુક્તિ અવસ્થા ઉત્પન્ન થશે. એ સમયે આપણે સમજી શકીશું કેઃ આપણાં સર્વ વિઘ્ન–વિપત્તિ દૂર થઇ ગયાં છે. જેમ કોઇ એક પર્વત–શિખર ઉપરથી ગબડી છેક નીચે તળેટીમાં પડેલો પત્થર પુનઃ પર્વત શિખર ઉપર

જઇ શકતો નથી તેજ પ્રમાણે મનની ચંચળતા, મન વશ કરવાનું અસામર્થ્ય સર્વે દૂર થઇ જશે અને મન વશ કરવાનું અદ્દ્ભુત સામર્થ્ય ઉત્પન્ન થશે. ત્યાર પછીની અવસ્થા એવી થશે કેઃ ચિત્ત સમજી શકશે કે: સર્વ ઇચ્છાઓ તે સ્વકારણમાં લીન થતી જાય છે. અંતે આપણે જોઇ શકીશું કેઃ આપણે સ્વસ્વરૂપમાં અવસ્થિત થઇ રહ્યા છીએ. આપણે જોઇ શકીશું કેઃ આટલા દિવસ પર્યંત માત્ર આપણે એકલા જ જગત્માં રહેતા હતા. મન અથવા શરીરની સાથે આપણો કાંઈ પણ સંબંધ નહતો. એઓ આપણી સાથે કદી પણ સંયુક્ત નહતાં. તેઓ પોતપોતાનું કાર્ય પોતાની મેળે કર્યા કરતા હતા. અજ્ઞાનતાને લીધે જ આપણે એમની સાથે જોડાઇ રહ્યા હતા. પરંતુ હવે તો આપણે કેવળ સર્વ શક્તિમાન્, સર્વ વ્યાપક અને સદાનન્દ સ્વરૂપ છીએ. આપણો પોતાનો આત્મા એટલો બધો પવિત્ર અને પૂર્ણ હતો કેઃ આપણે બીજી કોઇ વસ્તુની આવશ્યકતા નહતી. આપણને સુખી કરવા માટે બીજા કોઇની આવશ્યકતા નહતી. કારણ કેઃ આપણે પોતે જ સુખ-સ્વરૂપ હતા. ( અને વર્તમાનમાં સુખ સ્વરૂપ જ છીએ. ) તે સમયે આપણે જોઇ શકીશું કેઃ એ જ્ઞાન બીજા કોઈ ઉપર આધાર રાખતું જ નથી. જગત્માં એવું કાંઇ પણ નથી કે જે આપણા જ્ઞાનના પ્રકાશ વડે પ્રકાશિત ન થાય. યોગીઓનું એજ ઉચ્ચ લક્ષ્ય હોય છે. તેમનાં એવાં જ સિદ્ધાન્ત હોય છે. એ અવસ્થા સમયે યોગીઓ ધીર અને શાન્ત થઇ જાય છે. પછી તેમને કાંઇ પણ કષ્ટ જણાતું જ નથી. તે સમયે તેઓ કદી પણ અજ્ઞાન-મોહમાં ભ્રાન્ત થતા નથી. તે સમયે દુઃખ તેમને સ્પર્શ કરી શકતું નથી. તે સમયે તે જાણવા શક્તિમાન થાય છે કેઃ " **હું ( આત્મા ) નિત્યાનન્દ**

સ્વરૂપ છું. હું ( આત્મા ) નિત્ય પૂર્ણ સ્વરૂપ છું અને હું ( આત્મા ) સર્વ શક્તિમાન્ છું."

**योगांगानुष्ठानाद् विशुद्धिक्षये ज्ञानदीप्ति राविवेकख्यातेः॥२८॥**

**સૂત્રાર્થ:** પૃથક્ પૃથક્ યોગાંગ ( યોગનાં અંગો ) નું અનુષ્ઠાન કરતાં કરતાં જ્યારે અપવિત્રતાનો ક્ષય થઇ જાય છે ત્યારે જ્ઞાન સતેજ થઇ ઉઠે છે. એની છેલ્લી હદ વિવેકખ્યાતિ છે.

વ્યાખ્યા: હવે સાધન સંબંધી કથવામાં આવે છે. અત્યાર સુધી જે કાંઇ કહેવામાં આવ્યું છે તે અતિ ઉચ્ચ જ્ઞાન–ભૂમિકા સંબંધી હતું. તે આપણાથી અનેક દૂર છે પરંતુ એજ આપણો આદર્શ છે. એજ એક આપણું લક્ષ્ય છે. એ લક્ષ્ય–સ્થળે પહોંચવા માટે પ્રથમ જ આપણે શરીર અને મનને વશ કરવું આવશ્યકીય છે. તે સમયે પૂર્વોક્ત અતિ ઉચ્ચ લક્ષ્ય, વાસ્તવિક રીતે અપરોક્ષ માર્ગે આવી સ્થિર થઈ શકે છે. આપણું આદર્શ લક્ષ્ય શું છે તે આપણે જાણી શકયા છીએ. હવે તો તે પ્રાપ્ત કરવા માટે **સાધન** કરવાની આવશ્યકતા છે.

**यमनियमासन प्राणायाम प्रत्याहार धारणा ध्यान समाधयोऽष्टांवंगानि ॥ २९ ॥**

**સૂત્રાર્થ:** યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, એ આઠ યોગનાં અંગ સ્વરૂપ છે.

**अहिंसा सत्यास्तेय ब्रह्मचर्या परिग्रहा यमः ॥ ३० ॥**

**સૂત્રાર્થ:** અહિંસા, સત્ય, અસ્તેય ( અચૌર્ય ), બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, એ સર્વને યમ કહે છે.

વ્યાખ્યા: પૂર્ણ યોગી થવાની ઇચ્છા રાખનારે લિંગાભિમાનનો

ત્યાગ કરવો પડશે. આત્માને કોઇ લિંગ નથી. તેમ છતાં તેણે લિંગાભિમાન દ્વારા પોતાને કલુષિત કરવાનું કારણ શું? એવી ભાવનાઓ તદ્દન શા માટે ત્યાગ કરવી જોઇએ તે આપણે હવે પછી સમજી શકીશું. ચોરી કરવાનું કામ જેમ અસત્ કાર્ય છે તે જ પ્રમાણે અપરિગ્રહ અર્થાત્ બીજાની પાસેથી ગ્રહણ કરવું એ પણ અસત્ કર્મ જ છે. જે મનુષ્ય બીજાની પાસેથી કાંઇ પણ ઉપહાર ( બક્ષિસ-દાન ) ગ્રહણ કરે છે તેના મન ઉપર ઉપહાર-દાતાનું મન કાર્ય કરે છે તેથી જે મનુષ્ય તે ( દાન ) ગ્રહણ કરે છે તે ભ્રષ્ટ થઇ જાય છે. બીજા મનુષ્ય પાસેથી ઉપહાર ( દાન ) ગ્રહણ કરવાથી, દાન લેનારના મનની સ્વતંત્રતા નષ્ટ થઇ જાય છે. બક્ષિસ-દાન-ગ્રહણ કરવાથી આપણે દાતાના વેચાયલા ગુલામ જેવા-તેને આધિન-થઇ જઇએ છીએ. માટે કોઇની પાસેથી કાંઈ પણ દાન-બક્ષિસ-ગ્રહણ કરવું ઉચિત નથી.

**एते जातिदेशकाल समयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतं॥३१॥**

**સૂત્રાર્થ**: એ સર્વે જાતિ, દેશ, કાલ અને સમય અર્થાત્ ઉદેશ્ય દ્વારા અવચ્છિન્ન ન થાય તો સાર્વભૌમ મહાવ્રતની ગણનામાં આવી શકે છે.

વ્યાખ્યા: એ સર્વ સાધન અર્થાત્ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, પ્રત્યેક પુરૂષ, સ્ત્રી અને બાળકે જાતિ, દેશ અથવા અવસ્થાનના બાધ વગર અનુષ્ઠાન કરવાં જોઇએ.

**शौच सन्तोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः॥३२॥**

**સૂત્રાર્થ**: બાહ્ય અને અન્તઃશૌચ, સન્તોષ, તપસ્યા, સ્વાધ્યાય ( મન્ત્ર જપ અથવા અધ્યાત્મ શાસ્ત્ર પઠન ) અને ઇશ્વરોપાસના એ સર્વેને નિયમ કહે છે.

વ્યાખ્યાઃ બાહ્ય શૌચ એટલે શરીરને પવિત્ર રાખવું, અશુચિ અપવિત્ર મનુષ્ય કદી પણ યોગી થઇ શકે નહિં. એ બાહ્ય શૌચની સાથે જ અંતઃશૌચ થઇ શકે છે. પૂર્વે જે ધર્મ સંબંધી કથવામાં આવ્યું છે તે દ્વારા જ અંતશૌચ થઇ શકે છે. અવશ્ય બાહ્ય શૌચ દ્વારાજ અંતઃશૌચ અધિક ઉપકારક છે; પરન્તુ એ બન્નેની આવશ્યકતા છે, વળી અંતઃશૌચ સિવાય કેવળ બાહ્ય શૌચ કાંઇ પણ ફળ આપે તેમ નથી.

**वितर्कबाधने प्रतिपक्ष भावनम् ॥ ३३ ॥**

**સૂત્રાર્થ:** યોગને પ્રતિબંધક એવા ભાવ ઉપસ્થિત થાય તો તેનાથી વિપરીત વિચાર કરવો જોઇએ.

વ્યાખ્યાઃ ( ઉપલાં સૂત્રોમાં ) જે ધર્મ-કથનો કથવામાં આવ્યા છે તેના અભ્યાસનો ઉપાય એ છે કેઃ મનમાં તેનાથી વિપરીત પ્રકારના વિચારો ઉત્પન્ન કરવા. જે સમયે અંતરમાં ચોરી કરવાનો વિચાર ઉત્પન્ન થાય ત્યારે ચોરી નહિં કરવા સંબંધી વિચાર કરવો જોઇએ. જે સમયે દાન ગ્રહણ કરવાનો વિચાર ઉત્પન્ન થાય ત્યારે તેનાથી વિપરીત વિચાર કરવો જોઇએ અર્થાત્ દાન નહિં ગ્રહણ કરવાનો દ્ઢ વિચાર કરવો જોઇએ.

**वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोध मोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानन्तफला इति प्रतिपक्षभावनम् ॥ ३४ ॥**

**સૂત્રાર્થ:** પૂર્વે સૂત્રમાં પ્રતિપક્ષ ( વિપરીત ) ભાવના સંબંધી કહેવામાં આવ્યું છે. તેની પ્રણાલી આ પ્રમાણે છેઃ-વિતર્ક અર્થાત્ યોગને માટે પ્રતિબંધક રૂપ હિંસા આદિ; કૃત, કારિત, અથવા અનુમોદિત; એ સર્વેનું કારણ, લોભ, ક્રોધ, અથવા મોહ અર્થાત્ અજ્ઞાન

છે. તે અલ્પ હો અથવા મધ્યમ પ્રમાણમાં હો, અથવા અધિક પ્રમાણમાં હો, પણ તેનું ફળ અનન્ત અજ્ઞાન અને ક્લેશ છે. એવી ભાવનાનેજ પ્રતિપક્ષ-ભાવના કહે છે.

વ્યાખ્યા: આપણે મિથ્યા-અસત્-ભાષણ કહીએ તો તેથી પાપ થાય છે તેજ પ્રમાણે જો બીજાને મિથ્યા-અસત્-ભાષણ કહેવા ઉત્તેજિત કરીએ-અથવા બીજો મનુષ્ય જે મિથ્યા-અસત્ કહે તેને અનુમોદન આપીએ તો તે સર્વ એક સરખું પાપ જ કહેવાય છે. ભલે તે સાધારણ મિથ્યા-અસત્-હોય તો પણ તે મિથ્યા અસત્ છે એ તો કબુલ કરવું જ પડશે. પર્વતની ગુહામાં બેસીને પણ જો તમે કોઇ પાપનો વિચાર કરશો-જો કોઇના ઉપર અંતઃકરણમાં તિરસ્કાર પ્રકટ કરશો-તો તે પણ ( સંસ્કારરૂપે ) તમારા હૃદયમાં સંચિત થઈ રહેશે. સમય આવતાં જ તે તમારા અંતરમાં પ્રતિઘાત કરશે, અને તે કોઈ પણ એક દિવસ, કોઈ પણ પ્રકારે દુઃખનો આકાર ધારણ કરી પ્રબળ વેગ પૂર્વક તમારા પર હુમલો કરશે. જો તમે હૃદયમાં સર્વ પ્રકારની ઇર્ષા અને તિરસ્કારની ભાવનાને પોષણ કરશો અને તે તમારા હૃદયમાંથી ચારે દિશામાં પ્રેરણા કરશો તો તે વ્યાજ સાથે પુનઃ તમારા ઉપર જ શત્રુરૂપે તૂટી પડશે! યાદ રાખજો કેઃ એ સમયે જગતની કોઇ પણ શક્તિ તમારૂં રક્ષણ કરી શકશે નહિં. અર્થાત્ તમેજ તમારા અંતઃકરણમાંથી ઉત્પન્ન કરેલા શત્રુઓ, તમારા ઉપર પ્રબળ શક્તિપૂર્વક હુમલો કરશે તેમાંથી તમે બચી શકશો નહિં. જ્યારે તમે એક વખત એવી શક્તિ પ્રેરણ કરી છે ત્યારે અવશ્ય તમારે તેનો પ્રતિઘાત સહન કરવો જ પડશે એટલું જો તમે સ્મરણમાં રાખશો તો તમે કોઇ પણ અસત્ કાર્ય કરતાં અટકશો, અને જ્યારે એમ કરશો,

અર્થાત્ તમે સત્ કાર્ય જ કરશો, સતના જ વિચારો કરશો તો અવશ્ય તમને તેમનાં ફળ સ્વરૂપ સત્ વસ્તુની જ પ્રાપ્તિ થશે. તમે સતના વિચારો કરતાં અને સતકર્મ કરતાં સત્ રૂપ જ થઈ શકશો. ભાવના સિદ્ધિ છે એ કદી પણ ભૂલશો નહિં.

**अहिंसा प्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ ३५ ॥**

**સૂત્રાર્થ:** (તમારા) અંતઃકરણમાં અહિંસા ઉત્પન્ન થશે તો તેની સમક્ષ અન્ય જનો પોતાનું વૈર પરિત્યાગ જ કરશે.

વ્યાખ્યાઃ જો કોઇ મનુષ્ય અહિંસાની ઉચ્ચ અવસ્થામાં પ્રવેશ કરશે તો તેની સમક્ષ, ગમે તેવા હિંસક પ્રાણીઓ પણ શાન્ત-ભાવ ધારણ કરશે. તેવા યોગીની સમક્ષ સિંહ અને ઘેટાનું બચ્ચું એ બન્ને એકત્ર રમત રમશે. એક બીજાની કોઇ હિંસા કરશે નહિં. આવી અવસ્થા પ્રાપ્ત થતાં તમે સમજી શકશો કેઃ તમારૂં અહિંસા-વ્રત દૃઢ થયું છે.

**सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ ३६ ॥**

**સૂત્રાર્થ:** જ્યારે હૃદયમાં સત્યવ્રત પ્રતિષ્ઠિત થાય છે, ત્યારે પોતાને માટે અથવા બીજાં મનુષ્યોને માટે કોઇ પણ કર્મ નહિં કરવા છતાં પણ તેનું ફળ પ્રાપ્ત થાય છે.

વ્યાખ્યાઃ જ્યારે તમારા હૃદયમાં સત્યની શક્તિ ઉત્પન્ન થશે, જ્યારે સ્વપ્નમાં સુદ્ધાં તમે મિથ્યા (અસત્) ભાષણ કરશો નહિં, જ્યારે તમે કાયમનોવાક્યપૂર્વક સત્ય સિવાય અસત્–ભાષણ કરશો નહિં તે સમયે (એવી સત–અવસ્થા પ્રાપ્ત કર્યાથી) તમે જેમ કહેશો તેમજ થઇ જશે અર્થાત્ તમે જો કોઇને કહેશો કેઃ "ત્હારૂં કલ્યાણ થાઓ." તો તેજ ક્ષણે તેનું કલ્યાણ થશે. કોઇ વ્યાધિ ગ્રસ્ત મનુષ્યને તમે કહેશો કેઃ "તું વ્યાધિ મુક્ત થશે." તો તેજ ક્ષણે તેનો વ્યાધિ દૂર થઇ જશે. અર્થાત્ તમને વચનસિદ્ધિ પ્રાપ્ત

થશે અને તમારા કહેવા પ્રમાણે જ સર્વ બનશે.

**अस्तेय प्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥ ३७ ॥**

**સૂત્રાર્થ:** અચૌર્યવૃત્તિ થવાથી યોગીજનો સમક્ષ સર્વ ધન-રત્નો આવી હાજર થાય છે.

વ્યાખ્યા: તમે પ્રકૃતિથી દૂર ન્હાસવાનો જેમ જેમ યત્ન કરશો તેમ તેમ તે તમારી પાછળ પાછળ દોડશે, અને તમે પ્રકૃતિ પ્રત્યે જેમ જેમ દુર્લક્ષ્ય કરશો તેમ તેમ તે તમારી દાસી થઇ રહેશે.

**ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्यलाभः ॥ ३८ ॥**

**સૂત્રાર્થ:** બ્રહ્મચર્યના પાલનથી વીર્ય પ્રાપ્તિ થાય છે.

વ્યાખ્યા: બ્રહ્મચર્ય ધારણ કરનાર મનુષ્યના મસ્તકમાં પ્રબળ શક્તિ, મહત્તિ ઇચ્છાશક્તિનો સંચય થાય છે. એના સિવાય માનસિક તેજ, બીજા કશાથી પ્રાપ્ત થઇ શકે નહિં. જેટલા મહા તેજસ્વી પુરૂષો-બુદ્ધિમાન-વિદ્વાન્ પુરૂષો જોવામાં આવે છે તે સર્વે બ્રહ્મચર્યવાન્ હતા. એના દ્વારા મનુષ્યો ઉપર આશ્ચર્યકારક સત્તા સ્થાપી શકાય છે. માનવસમાજના સર્વ આગેવાનો બ્રહ્મચર્યવાન્ હતા. તેમણે બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું. તેમણે બ્રહ્મચર્યદ્વારાજ સર્વ શક્તિ પ્રાપ્ત કરી હતી. તેથી યોગીએ બ્રહ્મચર્યવાન્ થવું વિશેષ આવશ્યક છે.

**अपरिग्रह प्रतिष्ठायां जन्मकथन्तासंबोधः ॥ ३९ ॥**

**સૂત્રાર્થ:** અપરિગ્રહ વૃત્તિ દ્દઢ થવાથી, પૂર્વ જન્મનું સર્વ વૃત્તાન્ત યાદ આવે છે.

વ્યાખ્યા: યોગી જે સમયે અન્ય મનુષ્યો પાસેથી કોઇ પણ વસ્તુ ( દાન ) ગ્રહણ કરવાનું ત્યાગ કરશે ત્યારે તેનું મન અન્યજનો પ્રત્યે આબદ્ધ નહિં રહેતાં સ્વતંત્ર અને મુક્ત-સ્વભાવનું થાય

છે. તેનું મન શુદ્ધ થઇ જાય છે. કારણ કે: દાન-ગ્રહણ કરનારને દાતાનાં સર્વે પાપ ગ્રહણ કરવાં પડે છે. તે પાપ દાન લેનારના મનનાં પ્રત્યેક પડમાં જડાઇ જાય છે. તેથી તે મન સર્વે પ્રકારનાં પાપનાં આવરણોથી ઢંકાઇ જાય છે, માટે દાન ગ્રહણ કરવાની ઇચ્છા ત્યાગ કરવાથી ( દાન નહિં લેવાથી ) મન શુદ્ધ થાય છે. અને એમ કરવાથી જે શુભ ફળ પ્રાપ્ત થાય છે તેમાં પૂર્વ જન્મનું સ્મરણ થવું એ સૌથી પ્રથમ ફળ છે. તે સમયે જ યોગીને પૂર્વ જન્મનાં કર્મ-અકર્મનાં ફળનું જ્ઞાન થવાથી પુનઃ તે અસત્ કર્મનો ત્યાગ કરી સત્કર્મ જ કરે છે કે જેથી તેને પુનઃ જન્મ-મરણ પ્રાપ્ત ન થાય. તે પોતાના લક્ષ્યબિન્દુ-આત્માના સાક્ષાત્કાર માટે દૃઢ પ્રતિજ્ઞા કરે છે. તે સમયે તે જોઈ શકેછે કે: આટલા દિવસ પર્યંત માત્ર નિરર્થક આવાગમન જ થતું હતું. તે સમયથી ( યોગી ) દૃઢ પ્રતિજ્ઞા કરે છે કે: **આ સમયે તો હું જન્મ-મરણથી મુક્ત થઈશ જ.** હવે આવાગમન થાય એવું એક પણ કર્મ કરી લેશ પણ બંધનમાં પડીશ નહિં. હવે હું પ્રકૃતિનો દાસ થઇશ નહિં.

**शौचप्रतिष्ठायां स्वांगजुगुप्सा परैरसंगश्च ॥ ४० ॥**

**સૂત્રાર્થ:** જ્યારે આંતર્ અને બાહ્ય, ઉભય પ્રકારની પવિત્રતા થાય છે ત્યારે પોતાના શરીર પ્રત્યે એક પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થાય છે. તે સમયે બીજાં મનુષ્યો સાથે સંગતિ કરવાની પણ પ્રવૃત્તિ રહેતી નથી.

વ્યાખ્યા: જ્યારે વાસ્તવિકરૂપે બાહ્ય અને અભ્યન્તર, ઉભય પ્રકારની પવિત્રતા સિદ્ધ થાય છે, ત્યારે શરીર પ્રત્યે અયત્ન ઉત્પન્ન થાય છે, અને તેને કેવી રીતે ઉત્તમ રાખવું, કેવી રીતે સુન્દર દેખાય વિગેરે સર્વ ભાવના તદ્દન લુપ્ત થઇ જાય છે. બીજાં મનુષ્યો

જે મુખને અતિ સુન્દર કહે છે તે મુખ ઉપર જો જ્ઞાનનાં ચિહ્ન નહિ હોય તો તે મુખને યોગીજનો પશુના જેવું પણ કહેશે. જગતના લોકો જે મુખ ઉપર કોઈ પ્રકારનું વિશેષત્વ જોતા નથી તે મુખની પાછળ ચૈતન્યનો પ્રકાશ જોવાથી તેને યોગીજનો સ્વર્ગીય મુખશ્રી કહેશે. શરીરને સુખી રાખવાની તૃષ્ણા એ મનુષ્ય જીવનનો મ્હોટામાં મ્હોટા વ્યાધિ છે. જ્યારે ઉપરોક્ત પ્રકારની પવિત્રતા સાધ્ય થશે ત્યારે તેનું પ્રથમ લક્ષણ એ જણાશે કેઃ તે સમયે તમારા શરીરને એક શરીર તરીકે માનશો નહિં, અને શરીર સારૂં-સુંદર-રાખવા માટે તમે વિવિધ પ્રકારના બાહ્ય સાધનો સાધ્ય કરશો નહિં. જ્યારે આપણામાં એ પવિત્રતા પ્રવેશ કરે છે ત્યારે આપણે શરીર-ભાવને ઓળંગી શકીએ છીએ. અર્થાત્ દેહ-ભાવ લુપ્ત થઇ આત્મા ભાવ ઉત્પન્ન થાય છે.

**सत्वशुध्धि सौमनस्यैकाग्रतेन्द्रियजयात्मदर्शन योग्यत्वानि ॥ ४१ ॥**

**સૂત્રાર્થ:** એ પવિત્રતાથી સત્વ-શુદ્ધિ, સૌમનસ્ય અર્થાત્ મનની પ્રફુલ્લતા, એકાગ્રતા, ઇન્દ્રિય જય અને આત્મદર્શન કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

વ્યાખ્યાઃ પવિત્રતા (શુદ્ધતા) ના અભ્યાસથી સત્ય પદાર્થ વૃદ્ધિ પામશે. તેમ થવાથી મન પણ એકાગ્ર અને સન્તોષપૂર્ણ રહેશે. તમે ધર્મ-માર્ગમાં અગ્રસર થયા છો એનું પ્રથમ લક્ષણ તમે એ જ જોશો કેઃ તમને સમ્પૂર્ણરૂપે સંતોષ પ્રાપ્ત થયો છે. તમે સંતોષી થયા છો. વિષાદપૂર્ણ ભાવના એ અવશ્ય અજીર્ણ રોગના જેવુંજ ફળ ઉત્પન્ન કરે છે, પરંતુ તેથી ધર્મ પ્રાપ્તિ થતી નથી. સુખ એજ સત્વનો સ્વભાવસિદ્ધ ધર્મ છે. સાત્વિક મનુષ્યને સર્વ વસ્તુઓ અને

વિષયો સુખમય જ જણાય છે. તેથી જ્યારે તમારા મનમાં એવો આનંદ-ભાવ ઉત્પન્ન થશે અર્થાત્ તમારા મનમાંથી શોક-ક્લેશની ભાવના દૂર થઈ જશે ત્યારે તમે જાણી શકશો કે: તમે યોગવિદ્યામાં ખૂબ ઉન્નતિ પ્રાપ્ત કરી શકયા છો. તમને જે કાંઈ કષ્ટ થાય છે તે માત્ર તમારા તમોગુણમાંથી ઉત્પન્ન થાય છે, તેથી એ કષ્ટ નાશ પામે એવો જ ઉદ્યોગ કરવો જોઇએ. અતિશય વિષાદ-આચ્છન્ન થઈ, મ્હો તોબરા જેવું ભારે કરી રહેવું, એ તમોગુણનું જ લક્ષણ છે. સબળ, દૃઢ, નિરોગી, યુવક, અને સાહસી મનુષ્યો જ યોગી થવાને લાયક છે. યોગીની દૃષ્ટિમાં સર્વ વસ્તુઓ તેને સુખમય જ જણાય છે. તે જે કોઈ મનુષ્યની મૂર્તિ જૂવે છે તેનાથી તેને આનંદજ થાય છે. ધાર્મિક મનુષ્યનું એજ લક્ષણ છે. પાપ એજ દુ:ખનું કારણ છે. બીજાં કોઇ પણ કારણથી કષ્ટ ઉત્પન્ન થતું નથી. વિષાદરૂપી વાદળાંથી આચ્છાદિત થયેલું હોય એવું મુખ રાખવાથી લાભ શો ? અહા ! તે મુખ કેવું ભયંકર જણાય છે ? એવું ભયંકર મુખ લઇને કદીપણ બહાર જશો નહિં.

કોઇ દિવસ એવી સ્થીતિ થાય તો તમે એવું મુખ લઇને બહાર જશો નહિં, પણ બારણે આગળા અડકાવી ઘરની અંદર જ ભરાઇ રહેજો. તમારો એ વિષાદ-વ્યાધિ જગત્માં ફેલાવવાનો તમને શો અધિકાર છે ? જ્યારે તમારૂં મન વશ થશે ત્યારે જ તમે સર્વ શરીરને વશ રાખી શકશો. ત્યાર પછી તમે એ શરીર રૂપી યન્ત્રના દાસ રહેશો નહિં. એ દેહ યન્ત્ર જ તમારા દાસ જેવું રહેશે. એ વશીકરણની વિદ્યા તમને આવડયા પછી દેહ યન્ત્ર તમને આકર્ષણ કરી તેની ઇચ્છાનુસાર ઘસડી લઈ જઇ શકશે નહિં. તે તમને મુક્તિ-માર્ગમાં મહાન્ સહાયક થઇ પડશે.

**सन्तोषादनुत्तमः सुखलाभः ॥ ४२ ॥**

**સૂત્રાર્થ:** સન્તોષ સિદ્ધ થવાથી પરમ સુખ પ્રાપ્ત થાય છે.

**कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपसः ॥ ४३ ॥**

**સૂત્રાર્થ:** અશુદ્ધિનો ક્ષય થઈ તપસ્યા–સિદ્ધ થતાં દેહ અને ઇન્દ્રિયોમાં નાના પ્રકારની શક્તિ ઉત્પન્ન થાય છે.

વ્યાખ્યા: તપસ્યાનું ફળ ક્વચિત્ એકાએક દૂરદર્શન, દૂર-શ્રવણ, ઇત્યાદિ રૂપે પ્રકટ થાય છે.

**स्वाध्यायादिष्टदेवता सम्प्रयोगः ॥ ४४ ॥**

**સૂત્રાર્થ:** મન્ત્રનું પુનઃ પુનઃ ઉચ્ચારણ અથવા અભ્યાસ કરવાથી જે દેવતાનાં સાક્ષાત્ દર્શન કરવાની ઇચ્છા થાય છે તેનાં દર્શન કરી શકાય છે.

વ્યાખ્યા: ઉચ્ચ પ્રાણીનાં દર્શન કરવાની ઇચ્છા હોય તેણે અભ્યાસ પણ તેટલા પ્રમાણમાં અધિક કરવો જોઇએ.

**समाधि सिद्धिरीश्वरप्रणिधानात् ॥ ४५ ॥**

**સૂત્રાર્થ:** ઇશ્વરને સર્વસ્વ અર્પણ કરવાથી સમાધિ પ્રાપ્ત થઇ શકે છે.

વ્યાખ્યા: ઇશ્વર ઉપર પોતાનો સર્વ આધાર રાખવાથી સમાધિ સ્થિતિ સંપૂર્ણ રૂપે પ્રાપ્ત થાય છે.

**स्थिर सुखमासनम् ॥ ४६ ॥**

**સૂત્રાર્થ:** જે રીતે અનેક ક્ષણ પર્યંત સ્થિર રૂપે બેસી શકાય એનું નામ આસન કહેવાય છે.

વ્યાખ્યા: હવે આસન સંબંધી કથવામાં આવે છે. જ્યાં સુધી તમે સ્થિર રૂપે અનેક ક્ષણ પર્યંત બેસી ન શકો ત્યાં સુધી તમે પ્રાણાયામ અને અન્ય સાધનમાં કદી પણ સફળતા પ્રાપ્ત કરી

શકશો નહિં. આસન દૃઢ થવાનો અર્થ એ છે કેઃ તમે શરીરની સત્તા અનુભવી શકો નહિં એજ. એમ થવાથી જ વાસ્તવિક આસન દૃઢ થયું કહેવાશે. પરંતુ સાધારણ રીતે જ તમે થોડી વાર સુધી બેસી રહેવાનો યત્ન કરશો તો તમને નાના પ્રકારનાં વિઘ્ન નડશે. પરંતુ જ્યારે તમારો સ્થૂલ દેહ–ભાવ દૂર થશે ત્યારે તમારા શરીરનું અસ્તિત્વ સુદ્ધાં તમે ભૂલી જશો. તે સમયે તમે સુખ અથવા દુઃખનો અનુભવ કરી શકશો નહિં. પરંતુ, જ્યારે તમને શરીરનું ભાન થશે ત્યારે તમે જાણી શકશો કેઃ મ્હેં ઘણા વખત સુધી વિશ્રામ કર્યો હતો. જો શરીરને સમ્પૂર્ણ રૂપે વિશ્રામ આપવાનો સમ્ભવ હોય તો એ પ્રમાણે જ આપી શકશો. જ્યારે તમે શરીરને તમારા આધિનમાં રાખી તેને દૃઢ રાખી શકશો ત્યારે જ તમારો આસન–અભ્યાસ ઘણો દૃઢ થયો છે એમ જાણવું. પરંતુ જ્યાં સુધી તમને શારીરિક વ્યાધિ–વિઘ્નો ઉત્પન્ન થાય છે, ત્યાં સુધી તમારી સ્નાયુ–મણ્ડલી ચંચળ રહેશે. તમે કોઇ પણ પ્રકારે મનને એકાગ્ર રાખી શકશો નહિં.

**प्रयत्न शैथिल्यानन्तसमापत्तिभ्याम् ॥ ४७ ॥**

**સૂત્રાર્થઃ** શરીરમાં એક પ્રકારનો અભિમાનાત્મક પ્રયત્ન છે તે શિથિલ કરી દેવાથી અને અનન્તના વિચાર દ્વારા આસન સ્થિર અને સુખકર થઇ શકે છે.

વ્યાખ્યાઃ અનન્ત વિચાર દ્વારા આસન અવિચલિત થઇ શકે છે. સત્ય છે કેઃ આપણે સર્વે દ્વંદ્વથી અતીત એવા અનન્ત (બ્રહ્મ) સંબંધી ( સહજે ) વિચાર કરી શકતા નથી, પરંતુ આપણે અનન્ત આકાશનો વિષય વિચારી શકીએ છીએ.

**ततोद्वन्द्वानभिघातः ॥ ४८ ॥**

**સૂત્રાર્થ:** આસન જય થયા પછી દ્વન્દ્વ પરમ્પરા બીજું કોઇ વિઘ્ન ઉત્પન્ન કરી શકતી નથી.

વ્યાખ્યાઃ દ્વન્દ્વનો અર્થ એ છે કેઃ શુભ અશુભ, શીત ઉષ્ણ, પ્રકાશ અન્ધકાર, સુખ દુઃખ ઇત્યાદિ વિપરીત ધર્મ નામક બબ્બે પદાર્થ; એ સર્વ તમને ચંચળ કરી શકશે નહિં.

**तस्मिन् सति श्वासप्रश्वास योर्गतिविच्छेदः प्राणायामः ॥ ४९ ॥**

**સૂત્રાર્થ:** આસન જય થયા પછી શ્વાસ અને પ્રશ્વાસ, એ બન્નેની ગતિ વશ કરવી એનું નામ **પ્રાણાયામ** કહેવાય છે.

વ્યાખ્યાઃ જ્યારે આસનજિત થવાય છે, ત્યારે શ્વાસ પ્રશ્વાસની ગતિ ભંગ કરી તેનો જય કરવો જોઇએ. હવે પ્રાણાયામનો વિષય આરંભ કરવામાં આવે છે. **પ્રાણાયામ** એટલે શું? શું શરીરની જીવન શક્તિને વશ કરવી એ? જો કે શ્વાસ શબ્દ સચરાચર પ્રાણને બદલે વાપરવામાં આવે છે પરંતુ વાસ્તવિક જોતાં એનો અર્થ શ્વાસ નથી. પ્રાણ એટલે જગતની સમુદય શક્તિ સમષ્ટિ એ છે. તે શક્તિ પ્રત્યેક વ્યક્તિમાં અવસ્થિત છે. એની સાબિતી ફેફસાંની ગતિ ઉપરથી જણાય છે. પ્રાણ જ્યારે શ્વાસને શરીરની અંદર આકર્ષે છે, ત્યારે જ એ ગતિનો આરંભ થાય છે. પ્રાણાયામ કરવાને સમયે આપણે એ (પ્રાણ) નો જ સંયમ કરવાનો યત્ન કરીએ છીએ. પ્રાણ ઉપર શક્તિ જમાવવા માટે–પ્રાણને વશ કરવા માટે આપણે પ્રથમ શ્વાસ પ્રશ્વાસને વશ કરવાનો આરંભ કરીએ છીએ. કારણ કેઃ પ્રાણને વશ કરવાનો સૌથી સહેલો માર્ગ એજ છે.

**स बाह्याभ्यन्तरस्तम्भवृत्तिः देशकालसंख्याभिः परिदृष्टो दीर्घः सूक्ष्मः ॥ ५० ॥**

**સૂત્રાર્થ:** બાહ્યવૃત્તિ, અભ્યન્તરવૃત્તિ, અને સ્તમ્ભવૃત્તિ, એવા ત્રણ પ્રકારના પ્રાણાયામ છે. દેશ, કાળ, સંખ્યાદ્વારા નિયમિત છે અને તે દીર્ઘ અથવા સૂક્ષ્મ હોવાથી તેમાં પણ નાના પ્રકારના ભેદ છે.

વ્યાખ્યા: પ્રાણાયામ ત્રણ પ્રકારની ક્રિયામાં વિભક્ત છે. પ્રથમ આપણે શ્વાસને શરીરમાં આકર્ષણ ( પૂરક ) કરીએ છીએ; દ્વિતીય આપણે તેને બહાર ( રેચક ) કાઢીએ છીએ. તૃતીય: તે ફેફસામાં અથવા એની બહાર ધારણ કરી રાખવામાં આવે છે. વળી તે દેશ અને કાળ અનુસાર ભિન્ન ભિન્ન આકાર ધારણ કરે છે. દેશનો અર્થ, પ્રાણને શરીરના અમુક અંગમાં આબદ્ધ કરી રાખવો તે છે. સમયનો અર્થ, પ્રાણને કયે સ્થાને કેટલી ક્ષણ રોકી રાખવો તે જાણી લેવું. એટલા માટે જ કેટલી ક્ષણ રેચક કરવો વગેરે કહેવામાં આવ્યું છે, પ્રાણાયામનું ફળ, કુણ્ડલિની જાગૃત કરવી એજ છે.

**बाह्याभ्यन्तर विषया क्षेपो चतुर्थः ॥ ५१ ॥**

**સૂત્રાર્થ:** પ્રાણને શરીરમાં અથવા શરીર બહાર રોકી રાખવો એને ચોથા પ્રકારનો પ્રાણાયામ કહે છે.

વ્યાખ્યા: ચોથા પ્રકારનો પ્રાણાયામ એને કહે છે કે: પ્રાણને શરીર બહાર અથવા શરીરની અંદર રોકી રાખી શકાય.

**ततः क्षीयते प्रकाशावरणम् ॥ ५२ ॥**

**સૂત્રાર્થ:** એ દ્વારાજ ચિત્ત-પ્રકાશનું આવરણ ક્ષય થઇ જાય છે.

વ્યાખ્યા: સ્વાભાવિક રીતેજ ચિત્તમાં સર્વ જ્ઞાન વિદ્યમાન છે. એ સત્વ પદાર્થ દ્વારા રચાયું છે. તે કેવળ રજ: અને તમ: દ્વારા ઢંકાઇ રહ્યું છે. ઉપરોક્ત પ્રાણાયામ દ્વારા ચિત્ત ઉપરનું આવરણ દૂર થઇ જાય છે.

**धारणासु योग्यता मनसः ॥ ५३ ॥**

**સૂત્રાર્થ**: એ આવરણ દૂર થઇ જવાથી આપણે મનને એકાગ્ર કરવા શક્તિમાન થઇએ છીએ.

**स्वस्व विषय सम्प्रयोगाभावे चित्त स्वरूपानुकार इवेंन्द्रियाणां प्रत्याहारः ॥ ५४ ॥**

**સૂત્રાર્થ**: જ્યારે ઇન્દ્રિયો તેમનો પોતાનો વિષય પરિત્યાગ કરી ચિત્તનું સ્વરૂપ ગ્રહણ કરે છે ત્યારે તેને પ્રત્યાહાર કહે છે.

વ્યાખ્યા: ઇન્દ્રિયો એ માત્ર મનની ભિન્ન ભિન્ન અવસ્થા જ છે. કલ્પના કરો કે: આપણે એક પુસ્તક જોઇએ છે. વાસ્તવિક જોતાં એ પુસ્તકાકૃતિ બહાર નથી. તે કેવળ મનમાં જ અવસ્થિત છે. બહારની કોઇ વસ્તુ એ આકૃતિને જાગૃત કરી આપે છે એટલું જ. વાસ્તવિક રીતે તો તે ચિત્તમાં છેજ. ઇન્દ્રિયો સમક્ષ જે કોઇ વસ્તુ ઉપસ્થિત થાય છે તેની સાથે મિશ્રિત થઇ તેનો જ આકાર તે ધારણ કરે છે. જો તમે મનને એવી ભિન્ન ભિન્ન આકૃતિયોનું રૂપ ધારણ કરતાં રોકી શકો તો જ તમારૂ મન શાન્ત થશે. અર્થાત્ મનને બાહ્ય વિષયોમાંથી આકર્ષી લેશો તોજ મન શાંત થશે.

**ततः [illegible]न्द्रियाणाम् ॥ ५५ ॥**

**સૂત્રાર્થ**: પ્રત્યાહાર દ્વારા જ ઇન્દ્રિયો સમ્પૂર્ણ રૂપે જીતી શકાય છે.

વ્યાખ્યા: જ્યારે યોગીઓ ઇન્દ્રિયોને–એ પ્રમાણે–બાહ્ય વસ્તુની આકૃતિનું રૂપ ધારણ કરતાં રોકે છે અને મન સાથે તેમનું ઐક્ય કરવા શક્તિમાન થાય છે, ત્યારે સર્વ સ્નાયુ અને સર્વ માંસ પેશીઓ સુદ્ધાં આપણે વશ થઇ જાય છે. ઇન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એવા બે વિભાગમાં વિભક્ત છે. જ્યારે ઇન્દ્રિયો વશ થાય છે, ત્યારે યોગીઓ સર્વ પ્રકારની ભાવના અને કાર્યને જીતી શકે છે. સર્વ શરીર

તેને આધિન થઈ જાય છે. એવી અવસ્થા પ્રાપ્ત થવાથી મનુષ્યદેહ ધારણ કરવામાં આનંદ માને છે. એ સમયે જ તે યથાર્થ સત્ય કહે છે કેઃ " હું જન્મ ધારણ કરી સુખી થયો છું. અર્થાત્ મ્હારૂં જીવન સફળ થયું છે." મનુષ્ય જ્યારે ઇન્દ્રિયો ઉપર એ પ્રમાણે સત્તા જમાવી શકે છે ત્યારે જ તે સમજી શકે છે કેઃ આ શરીર એ એક અતિ અદ્દ્ભુત પદાર્થ છે. એમાં સંદેહ નહિ.

---

## तृतीय अध्याय ।

---

### વિભૂતિ પાદ.

હવે વિભૂતિ પાદ કથવામાં આવે છે.

**देशबन्धश्चित्तस्य धारणा ॥ १ ॥**

**સૂત્રાર્થ:** ચિત્તને કોઈએક વિશેષ સ્થાનમાં બદ્ધ કરી રાખવું એનું નામ ધારણા.

વ્યાખ્યાઃ જ્યારે મન, શરીરની અંદરની અથવા બહારની કોઇ એક વસ્તુમાં સંલગ્ન થાય અને કેટલોક સમય એજ ભાવે સ્થિર થઇ રહે તેને ધારણા કહે છે.

**तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ २ ॥**

**સૂત્રાર્થ:** તેજ વસ્તુ વિષયક જ્ઞાન જો નિરન્તર એક સરખું પ્રવાહિત થતું રહે તો તેને **ધ્યાન** કહે છે.

વ્યાખ્યાઃ કલ્પના કરો કેઃ મન કોઇ એક વિષયનો વિચાર કરવાનો યત્ન કરે છે. કોઈ એક વિશેષ સ્થાનમાં, જેમ કેઃ મસ્તક ઉપર અથવા હૃદય વગેરે સ્થાનમાં સ્થિર થઈ રહેવાનો યત્ન કરે છે. જો મન, શરીરના કેવળ તે વિભાગદ્વારા જ સર્વ પ્રકારનો અનુભવ

ગ્રહણ કરવાની શકિત પ્રાપ્ત કરે અને શરીરના બીજા બધા વિભાગને વિષય ગ્રહણ કરવાથી નિવૃત્ત રાખી શકે તો તેનું નામ ધારણા કહેવાય છે, અને આપણે પોતે પોતાને જ્યારે અમુક વખત સુધી એ જ અવસ્થામાં રાખવા સમર્થ થઇએ તેનું નામ ધ્યાન કહેવાય.

**तदेवार्थमात्र निर्भासं स्वरुपशूंन्यमिव समाधिः ॥ ३ ॥**

**સૂત્રાર્થ:** એજ જ્યારે સર્વ બાહ્ય ઉપાધિ પરિત્યાગ કરીને કેવળ અર્થ–માત્રનો પ્રકાશ કરે છે ત્યારે તેને "**સમાધિ**" કહેવામાં આવે છે.

વ્યાખ્યા: અર્થાત્ ધ્યાન સમયે સર્વ ઉપાધિ ત્યાગ થવી જોઇએ. કલ્પના કરો કે: આપણે આ પુસ્તક સંબંધી ધ્યાન કરીએ છીએ. તેથી આપણે તેના ઉપર ચિત્ત સંયમ કરવા શક્તિમાન થયા. તે સમયે કોઈ પણ આકારે અપ્રકટ અર્થ–નામક આંતરિક અનુભવો આપણા જ્ઞાનમાં પ્રકટ થવા લાગ્યા. ધ્યાનની એ અવસ્થાને **સમાધિ** કહેવામાં આવે છે.

**त्रयमेकत्र संयमः ॥ ४ ॥**

**સૂત્રાર્થ:** એ ત્રણ ( ધ્યાન, ધારણા, સમાધિનો જ્યારે એકત્ર થાય અર્થાત્ એક વસ્તુ સંબંધી અભ્યાસ કરવામાં આવે ત્યારે તેને **સંયમ** કહે છે. (અર્થાત્ ધ્યાન, ધારણા, સમાધિ એકત્ર થાય ત્યારે તેને સંયમ કહે છે.)

વ્યાખ્યા: જ્યારે કોઇ સાધક પોતાના મનને કોઈ એક ચોક્કસ સ્થાને લઈ જઇ તેજ વસ્તુ ઉપર કેટલોક સમય તેને ધારણ કરી શકે ત્યાર પછી તેના આંતર વિભાગને તેના બાહ્ય આકારથી પૃથક્ કરી અનેક ક્ષણ પર્યંત રહી શકે ત્યારે જ સંયમ થયો કહેવાય. અર્થાત્ ધારણા, ધ્યાન અને સમાધિ, એ સર્વે એક ઉપર એક એમ ક્રમેક્રમે

એક વસ્તુ ઉપર જ સાધ્ય થવાથી એક સંયમ થયો કહેવાય છે. તે સમયે વસ્તુનો બાહ્ય આકાર લુપ્ત થઈ જાય છે. મનમાં કેવળ તેનો અર્થજ ઉદ્દભાસિત થઈ શકે છે.

तज्जयात्प्रज्ञा लोकः ॥ ५ ॥

**મન્ત્રાર્થ**: સંયમદ્વારાજ યોગીને જ્ઞાન જ્યોતિ પ્રકટે છે.

( સંયમનો જય થવાથી બુદ્ધિમાં ઉત્તમ પ્રકારનો પ્રકાશ વિકસે છે, અને સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે. )

વ્યાખ્યાઃ જ્યારે કોઈ સાધક, સંયમ સાધનામાં સુફળતા પ્રાપ્ત કરે છે, ત્યારે સર્વ શક્તિયો તેને વશ થાય છે. સંયમ એજ યોગીઓનો એક યન્ત્ર સ્વરૂપ છે. જ્ઞાનનો વિષય અનન્ત છે. તેઓ સ્થૂલ અતિસ્થૂલ અને વિશેષ સ્થૂલ તેમ જ સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ અને વિશેષ સૂક્ષ્મ છે, વગેરે પ્રમાણુમાં જાદા જૂદા વિભાગમાં વહેંચાયલું છે. સંયમનો પ્રથમ સ્થૂલ વસ્તુ ઉપર પ્રયોગ કરવો જોઈએ, અને જ્યારે સ્થૂલ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે ધીમે ધીમે પગથીએ પગથીએ ચઢી આત સૂક્ષ્મ વસ્તુ ઉપર તેનો પ્રયોગ કરવો જોઇએ.

तस्य भूमिषु विनियोगः ॥ ६ ॥

**સૂત્રાર્થ**: સંયમનો ક્રમે ક્રમે-એક પછી એક પગથીએ ચઢીએ છીએ તેમ-પ્રયોગ કરવો.

વ્યાખ્યાઃ આ સૂત્ર સાધકને સાવચેત કરે છે કેઃ એકદમ ઉતાવળે સંયમ-સાધ્ય કરી દેવાનો યત્ન કરવો નહિ.

त्रयमन्तरंगं पूर्वेभ्यः ॥ ७ ॥

**સૂત્રાર્થ**: એ ત્રણ પૂર્વકથિત સાધનો કરતાં યોગનાં અધિક અંતરંગ સાધન છે.

વ્યાખ્યાઃ પૂર્વે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, અને પ્રત્યા-

હાર સંબંધી કથવામાં આવ્યું છે. તે ધારણા, ધ્યાન અને સમાધિ કરતાં બહિરંગ છે. ધારણા આદિ ( ત્રણ ) અવસ્થા પ્રાપ્ત કર્યાથી મનુષ્ય સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન્ થઇ શકે છે. પરંતુ સર્વજ્ઞતા અથવા સર્વ શકિતમત્તા એ કાંઇ મુકિત નથી. કેવળ એ ત્રિવિધ સાધનદ્વારા મન નિર્વિકલ્પ અર્થાત્ પરિણામશૂન્ય થઈ શકતું નથી. એ ત્રણ પ્રકારનાં સાધનો સાધ્ય કર્યાં છતાં પણ દેહ ધારણ કરવાનાં બીજ રહેવા પામે છે. જ્યારે સર્વ બીજ, કે જેને યોગીઓની ભાષામાં ભર્જીત ( સેકેલાં ) કહે છે તેવાં થઇ જાય ત્યારે તેમની પુનઃ વૃક્ષ ઉત્પન્ન કરવાની શકિત નષ્ટ કરી શકાય છે. ઉપરોકત સર્વ શકિતયો, ( વાસનારૂપી ) અનેક બીજને સેકી શકતી નથી. મુકિતને માટે વાસના-બીજ સેકાઇ જવાં જોઇએ.

**तदपि बहिरंगं निर्बीजस्य ॥ ८ ॥**

**સૂત્રાર્થ:** ઉપરોક્ત સંયમ નિર્બીજ સમાધિને માટે બહિરંગ સ્વરૂપ છે.

વ્યાખ્યા: એજ કારણને લીધે નિર્બીજ સમાધિ સાથે તુલના કરતાં એને પણ બહિરંગ કહેવું જોઇએ. સંયમ પ્રાપ્ત કર્યાથી આપણે વસ્તુતઃ સર્વોચ્ચ અવસ્થા પ્રાપ્ત નહિ કરતાં એક નિમ્ન ભૂમિકામાં અવસ્થિત થઇએ છીએ. તે અવસ્થામાં આ દૃષ્ય માન થતું જગત્ વિદ્યમાન હોય છે. સર્વ સિદ્ધિયો આ જગત્ની અંદર જ ગણાય છે.

**व्युत्थान निरोध संस्कारयोरभिभव प्रादुर्भावौ निरोध क्षण चित्तान्वयोः निरोध परिणामः ॥९॥**

**સૂત્રાર્થ:** જે સમયે વ્યુત્થાન અર્થાત્ મનની ચંચળતાનો અસ્ત (નાશ) અને નિરોધ-સંસ્કારોનો ઉદય થાય છે તે સમયે ચિત્ત નિરોધ-નામક અવસરનું અનુગત થાય છે. એને નિરોધ-પરિણામ કહે છે.

વ્યાખ્યા: એનો અર્થ એ છે કે: સમાધિની પ્રથમ અવસ્થામાં મનની સર્વે વૃત્તિયોનો નિરોધ થાય છે ખરો પરન્તુ સમ્પૂર્ણ રૂપે નહિં. કારણકે, તેમ થવાથી કોઈ પ્રકારની વૃત્તિ રહેતજ નહિં. કલ્પના કરો કે તમારા મનમાં એવા પ્રકારની એવી વૃત્તિ ઉદય પામી છે કે: જેથી તે તમારૂં મન ઇન્દ્રિયોની દિશામાં આકર્ષી જાય છે, અને યોગી એ વૃત્તિને વશ કરવાનો યત્ન કરે છે. આ અવસ્થામાં સંયમને પણ એક પ્રકારની વૃત્તિ કહેવામાં છે. એક તરંગ દ્વારા બીજા તરંગનું નિવારણ કરવામાં આવ્યું, તેથી તે સર્વ તરંગની નિવૃત્તિરૂપી સમાધિ નથી. કારણકે "સંયમ" એ પણ એક તરંગ જ છે, તેમ છતાં પણ તે એક ઉતરતા પ્રકારની સમાધિ છે કે જે અવસ્થામાં મનમાં તરંગ પર તરંગ ઉત્પન્ન થાય છે. તેમ છતાં તે અતિ ઉચ્ચ પ્રકારની સમાધિની નજીકની સ્થિતિ ( સમાધિ ) કહી શકાશે.

**तस्य प्रशान्त वाहिता संस्कारात् ॥ १० ॥**

**સૂત્રાર્થ:** અભ્યાસદ્વારા એ સ્થિર થાય છે.

વ્યાખ્યા: પ્રતિદિન નિયમિત્ત રૂપે અભ્યાસ કરવાથી, મન નિરન્તર વશ થતું જાય છે-વશ થઇ જાય છે. તે સમયે મન નિત્ય એકાગ્રતા શક્તિ પ્રાપ્ત કરે છે.

**सर्वार्थतैकाग्रतयोः क्षयोदयौ चित्तस्य समाधि परिणामः ॥११॥**

**સૂત્રાર્થ:** મનમાં સર્વે પ્રકારની વસ્તુઓ ગ્રહણ કરવી અને એકાગ્રતા થવી, એ બન્ને જ્યારે યથાક્રમે ક્ષય અને ઉદય પામે ત્યારે તેને ચિત્તનું સમાધિ-પરિણામ કહે છે.

વ્યાખ્યા: મન સર્વદા નાના પ્રકારના વિષયો ગ્રહણ કરે છે. સર્વદા સર્વે પ્રકારની વસ્તુઓ પ્રત્યે આકર્ષાય છે, પરંતુ મનમાં એક એવી શક્તિ પણ વિદ્યમાન છે કે: જેથી તે બીજી સર્વ વસ્તુઓનો ત્યાગ કરી માત્ર એકજ વસ્તુને ગ્રહણ કરી શકે છે. એવી એક વસ્તુ

ગ્રહણ કરવાનું ફળ સમાધિ-સ્થિતિની પ્રાપ્તિ એ જ. એક વસ્તુ તેજ સમાધિ.

**शान्तो दितौ तुल्य प्रत्ययौं चितस्यैकाग्रता परिणामः ॥१२॥**

**સૂત્રાર્થ:** જ્યારે મન શાન્ત અને ઉદિત અર્થાત્ અતીત, અને વર્તમાન, ઉભય અવસ્થામાં તુલ્ય સમજાય અર્થાત્ ઉભયને એક સમયે ગ્રહણ કરી શકે તેનેજ ચિત્તની એકાગ્રતા કહી શકાય છે.

વ્યાખ્યા: મન એકાગ્ર થયું છે એવું શી રીતે સમજી શકાય? મન એકાગ્ર થતાં સમયનું ભાન રહેતું નથી. જેટલે દરજ્જે સમયનું જ્ઞાન નષ્ટ થઇ જાય તેટલે દરજ્જે મન એકાગ્ર થયું છે એમ સમજવું. સાધારણ રીતેજ આપણે જોઇ શકીએ છીએ કે: આપણે જ્યારે કોઇ પુસ્તક ખુબ આગ્રહ સહિત એક ચિત્તે-વાંચવામાં ગુંથાઇએ છીએ ત્યારે સમય કેટલો વ્યતીત્ થયો તેનું આપણને ભાન રહેતું નથી. જ્યારે પુસ્તક વાંચી રહીએ છીએ ત્યારે આપણને આશ્ચર્ય થાય છે કે: અહા: કેટલો બધો સમય વ્યતીત થઇ ગયો? તે સમયે સમુદય સમય એકત્રિત થઇ જાણે વર્તમાનમાં એકત્ર થઇ ગયો. માટેજ કહેવામાં આવ્યું છે કે: અતીત અને ભવિષ્ય જેમ જેમ એકીભૂત થઇ જશે તેમ તેમ મન એકાગ્ર થતું જશે. મનને એકાગ્ર કરવાવાળા સાધકે સમયને ભૂલી જઇ, એક ચિત્તે પોતાનું કાર્ય કરતા જવું.

**एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्था परिणामा व्याख्याताः ॥ १३ ॥**

**સૂત્રાર્થ:** આ સૂત્ર દ્વારા જ ભૂત અને ઇન્દ્રિયોના ધર્મ, લક્ષણ અને અવસ્થા રૂપ પરિણામની વ્યાખ્યા કરવામાં આવે છે.

વ્યાખ્યા: આ સૂત્ર દ્વારા મનનો ધર્મ, લક્ષણ અને અવસ્થા

રૂપ ત્રણ પ્રકારનાં પરિણામ છે તેની વ્યાખ્યા કરવામાં આવે છે. મન ક્રમે ક્રમે વૃત્તિ રૂપે બદલાય છે. એ મનનું ધર્મ રૂપ પરિણામ. એ પરિણામોને કેવળ વર્તમાન અવસ્થામાં રાખી શકાય તો તે લક્ષણ અર્થાત્ કાળગત પરિણામ કહેવાય. જ્યારે મન એ વર્તમાન અવસ્થાઓનો પરિત્યાગ કરી અતીત અવસ્થાઓમાં પ્રવેશ કરી શકે ત્યારે તેનું નામ અવસ્થા પરિણામ. પૂર્વનાં સુત્રોમાં જે સમાધિનો વિષય કથવામાં આવ્યો છે તેનો ઉદ્દેશ્ય એ છે કે: યોગી ( સાધનો દ્વારા ) મનોવૃત્તિયો ઉપર ઇચ્છાપૂર્વક સત્તા સ્થાપન કરી શકે. તે દ્વારા જ પૂર્વોક્ત સંયમ શક્તિ પ્રાપ્ત કરી શકાય છે.

**शान्तोदितोऽव्यपदेश्यधर्मानुपाती धर्मी ॥ १४ ॥**

**સૂત્રાર્થ:** શાન્ત અર્થાત્ અતીત, ઉદિત ( વર્તમાન ) અને અવ્યપદેશ ( ભવિષ્ય ) ધર્મ જેમાં અવસ્થિત છે તેનું નામ ધર્મી.

વ્યાખ્યા: ધર્મી તેને જ કહેવાય છે કે: જેના ઉપર કાળ અને સંસ્કાર કાર્ય કરે છે અને જે સર્વદા પરિણામ પ્રાપ્ત છે અને વ્યકત ભાવ ધારણ કરે છે.

**क्रमान्यत्वं परिणामान्यत्वे हेतुः ॥ १५ ॥**

**સૂત્રાર્થ:** ભિન્ન ભિન્ન પરિણામ થવાનું કારણ ક્રમની વિભિન્નતા એજ છે.

**परिणामत्रय संयमादतीतानागतज्ञानम् ॥ १६ ॥**

**સૂત્રાર્થ:** એ ત્રણ પરિણામ પ્રત્યે ચિત્ત સંયમ કર્યાથી અતીત અને અનાગતનું જ્ઞાન ઉત્પન્ન થાય છે.

વ્યાખ્યા: પૂર્વે સંયમનું જે લક્ષણ કથવામાં આવ્યું છે તે આપણે વિસ્મૃત થવું જોઇએ નહિં. મન જ્યારે વસ્તુના બાહ્ય વિભાગનો પરિત્યાગ કરી તેના આભ્યન્તરિક ભાવ સહિત પોતાને એકીભૂત

કરવા જેવી યોગ્ય અવસ્થાએ પહોંચે છે, જ્યારે દીર્ઘકાળના અભ્યાસ દ્વારા મન કેવળ એક માત્ર તેજ ધારણા કરી ક્ષણવારમાં તેજ અવસ્થામાં પ્રવેશ કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે ત્યારે તેને જ સંયમ કહે છે. એ અવસ્થા પ્રાપ્ત કરીને જો કોઇ ભૂત ભવિષ્ય જાણવાની ઇચ્છા કરે તો તેને કેવળ સંસ્કારનાં પરિણામો પ્રત્યે સંયમ પ્રયોગ કરવો પડશે. કેટલાક સંસ્કારો વર્તમાન અવસ્થામાં કાર્ય કરે છે, કેટલાક સંસ્કારોના ભોગ પૂર્ણ થઇ ગયા છે, અને કેટલાક સંસ્કાર ભવિષ્યમાં ફળ આપવાના હોવાથી સંચિત થઇ રહ્યા છે. એ સંસ્કારો ઉપર સંયમ–પ્રયોગ કરીને ( સાધક ) ભૂત ભવિષ્ય સર્વ જાણી શકે છે.

**शब्दार्थ प्रत्ययानामितरेतराध्यासात् संकरस्तत् प्रविभाग संयमात् सर्वभूतरुतज्ञानम् ॥ १७ ॥**

**સૂત્રાર્થ**: શબ્દ, અર્થ અને પ્રત્યયના પરસ્પરના પરસ્પર આરોપણને લીધે જ એવી સંસ્કારાવસ્થા થઈ છે. એના પ્રભેદ ઉપર સંયમ કરવાથી સર્વભૂતમાત્રનું શબ્દ જ્ઞાન થઇ શકે છે.

વ્યાખ્યા: શબ્દ કહેતાં બાહ્ય વિષય–જે દ્વારા મનમાં કોઇ એક વૃત્તિ જાગરિત કરી દે–તે સમજવો. અર્થ કહેતાં શરીરની અંદરનો વૃત્તિપ્રવાહ, ઇન્દ્રિય દ્વાર દ્વારા વિષયોને આકર્ષી જઈ મસ્તકમાં પહોંચાડી દે છે તેને સમજવો જોઇએ, અને જ્ઞાન કહેતાં મનની જે પ્રતિક્રિયા કે જે દ્વારા વિષયોનો અનુભવ થાય છે તેને જ સમજવી જોઇએ. એ ત્રણના મિશ્ર થવાથી જ ઇન્દ્રિય ગોચર વિષય ઉત્પન્ન થાય છે. કલ્પના કરો કે: આપણે એક શબ્દ સાંભળ્યો. પ્રથમ બાહ્ય પ્રદેશમાં એક કમ્પન ઉત્પન્ન થયું. ત્યાર પછી શ્રવણેન્દ્રિય દ્વારા મનમાં એક જ્ઞાન પ્રવાહ વહન થયો. ત્યાર પછી મને પ્રતિઘાત કર્યો. એટલે આપણે શબ્દને જાણી શક્યા. આપણે જે શબ્દને સાંભળ્યો

તે ત્રણ પદાર્થેનું મિશ્રણ છે. પ્રથમ, કમ્પન, દ્વિતીય, અનુભવ પ્રવાહ અને તૃતીય પ્રતિક્રિયા. સાધારણ રીતે જ એ ત્રણ વ્યાપારને પૃથક્ કરી શકાય એમ નથી પરન્તુ અભ્યાસ દ્વારા જ યોગી-પુરૂષો એને પૃથક્ કરી શકે છે. યોગ સાધનાથી એવી શક્તિ જન્મે છે. એ સમયે મનુષ્યમાં એવાં કેટલાક પૃથક્કરણો કરવાની શક્તિ જન્મે છે. તે સમયે મનુષ્ય કોઈપણ શબ્દ ઉપર સંયમ-પ્રયોગ કરે છે તેજ ક્ષણે જે અર્થ-પ્રકટ કરવા માટે શબ્દનો ઉચ્ચાર થયો હોય છે, તે મનુષ્યકૃત હો કિંવા કોઇ પશુકૃત હો પણ યોગી તુર્તજ તે સમજી શકે છે.

**संस्कारसाक्षात्करणात् पूर्व जाति ज्ञानम् ॥१८॥**

**સૂત્રાર્થ**: સંસ્કારોને પ્રત્યક્ષ કર્યાથી અર્થાત્ તેમને જાણી શકયાથી પૂર્વ જન્મનું જ્ઞાન થાય છે.

વ્યાખ્યા: આપણે જે કાંઇ અનુભવ કરી શકીએ છીએ તે સર્વ આપણા ચિત્ત ઉપર તરંગ-આકાર ઉપસ્થિત થાય છે. પછી તે ચિત્તના આંતરૂમાં મિશ્ર થઇ જાય છે, અને તે પછી ક્રમશઃ અતિશય સૂક્ષ્મ થઈ જાય છે. તે સંસ્કારો તદ્દન નષ્ટ થઇ જતા નથી. એ તરંગો ત્યાં જઈ અતિ સૂક્ષ્મ આકારમાં અવસ્થિતિ કરે છે. જો આપણે એ તરંગોને પુનઃ ઉદય કરી શકીએ તો આપણે તેનેજ સ્મૃતિ કહેવી. જો યોગી-સાધક-મનના સર્વ પૂર્વ સંસ્કારો ઉપર સંયમ કરી શકે તો તેને પૂર્વ જન્મના સર્વ બનાવો સ્મરણ થવા માંડે.

**प्रत्ययस्य परचित्त ज्ञानम् ॥ १९ ॥**

**સૂત્રાર્થ**: અન્ય મનુષ્યના શરીરમાં જે ચિહ્નો છે તેના પ્રત્યે સંયમ કર્યાથી તે મનુષ્યના મનના વિચારો જાણી શકાય છે.

વ્યાખ્યાઃ પ્રત્યેક મનુષ્યના શરીરમાં અમુક પ્રકારનાં ખાસ ચિહ્નો હોય છે તે દ્વારા તેને બીજા મનુષ્યથી પૃથક્ જાણી શકાય છે. જ્યારે યોગી કોઇ મનુષ્યનાં એવાં વિશેષ-ચિહ્ન ઉપર સંયમ કરે છે ત્યારે તે મનુષ્યના મનની અવસ્થા જાણી શકે છે.

**न च तत् सालम्बनं तस्या विषयीभूतत्वात् ॥२०॥**

**સૂત્રાર્થ**: પરંતુ એ ચિત્તનું અવલમ્બન શું છે તે જાણી શકાતું નથી, કારણ કે એ તેના સંયમનો વિષય નથી.

વ્યાખ્યાઃ પૂર્વે જે શરીર પ્રત્યે સંયમ સંબંધી કથવામાં આવ્યું છે તેના દ્વારા તેના મનની અંદર તે સમયે શું થાય છે તે જાણી શકાય નહિ. આ સ્થળે બે વખત સંયમ કરવાની આવશ્યકતા છે. પ્રથમ, શરીરનાં સર્વ લક્ષણો ઉપર અને ત્યાર પછી મન ઉપર સંયમ પ્રયોગ કરવો જોઇએ. તેમ કરવાથી યોગી, અન્ય મનુષ્યના મનના સર્વ વિચારો જાણી શકે છે.

**कायरूप संयमात्तद्ग्राह्यशक्तिस्तम्भेचक्षुःप्रकाशा संयोगेऽन्तर्द्धानम् ॥ २१ ॥**

**સૂત્રાર્થ**: દેહની આકૃતિ ઉપર સંયમ કરીને, આકૃતિનો અનુભવ કરવાની શક્તિ સ્તમ્ભિત થાય અને ચક્ષુની પ્રકાશ-શક્તિ સાથે તેનો અસંયોગ થાય તો યોગી, લોકો સમક્ષથી અંતર્હિત થઇ શકે.

વ્યાખ્યાઃ કલ્પના કરો કેઃ કોઇ યોગી અમુક ઘરની અંદર ઉભો રહ્યો છે. તેની ઇચ્છામાં આવે તે સમયે તે સર્વના સમક્ષ અંતર્હિત (અદૃષ્ય) થઇ શકે છે. જોકે વાસ્તવિક રૂપે તે અન્તર્હિત (અદૃષ્ય) થયેલો હોતો નથી. માત્ર તેને કોઈ દેખી શકતું નથી એટલુંજ. શરીરની આકૃતિને અને શરીર, એ બન્નેને તે પૃથક્ કરી દેછે. એટલું સ્મરણમાં રાખવું જોઇએ કેઃ યોગી જ્યારે એવી એકાગ્રતા

શક્તિ પ્રાપ્ત કરે કેઃ કોઈ વસ્તુનો આકાર અને તદાકાર વિશિષ્ટ વસ્તુને પરસ્પર પૃથક્ કરી શકે ત્યારેજ તેને એવી અન્તર્ધાનશક્તિ પ્રાપ્ત થઈ શકે છે. એના ઉપર અર્થાત્ આકાર અને તે આકારવાન્ વસ્તુના પ્રાથક્ય ઉપર સંયોગ-પ્રયોગ કર્યાથી તે આકૃતિનો અનુભવ કરવાની શક્તિ ઉપર જાણે કંઈક અડચણ પડે છે. કારણ કે, વસ્તુની આકૃતિ અને આકાર વળી તે પદાર્થ, એ પરસ્પર યુક્ત થતાંજ આપણે વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ.

**एतेन शब्दाद्यन्तर्द्धान मुक्तम् ॥ २२ ॥**

**સૂત્રાર્થઃ** એ દ્વારાંજ શબ્દાદિનું અન્તર્ધાન થવું અર્થાત્ શબ્દાદિને અન્યજનોની ઇન્દ્રિયને ગોચર ન થવા દેવા સંબંધી કથવામાં આવ્યું છે.

**सोपक्रम निरुपक्रमश्च कर्म, तत्संयमादपरान्त ज्ञान-मरिष्टेभ्योवा ॥ २२ ॥**

**સૂત્રાર્થઃ** કર્મ બે પ્રકારનાં છે. જેનું ફળ શીઘ્ર પ્રાપ્ત થાય અને જેનું ફળ વિલમ્બથી પ્રાપ્ત થાય. એ બન્ને પ્રકારનાં કર્મ ઉપર સંયમ કર્યાથી અથવા અરિષ્ટ-નામક મૃત્યુ લક્ષણ સમૂહ ઉપર સંયમ-પ્રયોગ કર્યાથી યોગીઓ દેહ ત્યાગ થવાનો સમય યથાર્થ રૂપે જાણી શકે છે.

વ્યાખ્યાઃ જો યોગી પોતાનાં કર્મ અર્થાત્ તેના મનમાં જે સંસ્કારોનાં કાર્ય આરંભ થયાં છે તેના ઉપર સંયમ-પ્રયોગ કરે તો તે તેજ ક્રિયમાણ કર્મો દ્વારા જાણી શકે છે કેઃ ક્યારે તેના શરીરનો નાશ થશે. કયે સમયે, કયે દિવસે, કેટલે કલાકે-એટલુંજ નહિ પણ કેટલી મિનિટે તેનું મૃત્યુ થશે તે પણ-યોગી-જાણી શકે છે. મૃત્યુનો સમય જાણવો એને હિન્દુઓ વિશેષ પ્રયોજનીય સમજે છે; કારણ, ગીતાજીમાં ઉપદેશ દીધો છે કેઃ મૃત્યુ સમયે જે વિચારો કરવામાં

આવે છે તેજ પરજીવન નિયમિત કરવામાં વિશેષ પ્રયોજનીય-કારણ સ્વરૂપ છે.

**मैत्र्यादिषु बलानि ॥ २४ ॥**

**સૂત્રાર્થ:** મૈત્ર ઇત્યાદિ ગુણો ઉપર સંયમ પ્રયોગ કર્યાથી, એ સર્વ ગુણ, અતિશય પ્રબળ ભાવ ધારણ કરે છે.

**बलेषु हस्ति बलदीनि ॥ २५ ॥**

**સૂત્રાર્થ:** હસ્તી ઇત્યાદિના બળ ઉપર સંયમ પ્રયોગ કર્યાથી યોગીજનોના શરીરમાં તે પ્રાણીઓના જેટલું બળ ઉત્પન્ન થાય છે.

વ્યાખ્યા: જ્યારે યોગી એવી સંયમ-શક્તિ પ્રાપ્ત કરે છે ત્યારે જો તે બળની ઇચ્છા રાખે અને હસ્તીના બળ ઉપર સંયમ-પ્રયોગ કરે તો તેને તે બળ પ્રાપ્ત થાય છે. **પ્રત્યેક મનુષ્યના અંતરમાં અનન્ત શક્તિ વિદ્યમાન છે. જો તે મનુષ્ય તે શક્તિનો ઉપયોગ કરવાના ઉપાયો જાણે તો તે શક્તિદ્વારા ઇચ્છાનુસાર કાર્ય-વ્યવહાર કરી શકે.** યોગીજનો એ શક્તિ પ્રાપ્ત કરવાનું કૌશલ જાણે છે તેથીજ તેઓ તે બીજાને શીખવી શકે છે.

**प्रवृत्यालोकन्यासात् सूक्ष्म व्यवहित विप्रकृष्टज्ञानम् २६**

**સૂત્રાર્થ:** ( પૂર્વકથિત ) મહાજ્યોતિ ઉપર સંયમ કર્યાથી, સૂક્ષ્મ, વ્યવહિત, અને દૂરસ્થિત વસ્તુનું જ્ઞાન થાય છે.

વ્યાખ્યા: હૃદયમાં જે મહા-જ્યોતિ છે તેના ઉપર સંયમ કર્યાથી અતિ દૂરની વસ્તુ પણ તે ( યોગી ) જોઇ શકે છે. જેમ કે: ઘણે દૂર કોઇ બનાવ બને છે. જો તે વસ્તુ પર્વત તુલ્ય હોય તો તે અને અતિ સૂક્ષ્મ વસ્તુઓ પણ જાણી શકાય છે.

**भुवनज्ञानं सूर्ये संयमात् ॥ २७ ॥**

**સૂત્રાર્થ:** સૂર્ય ઉપર સંયમ કર્યાથી સર્વ જગતનું જ્ઞાન થાય છે.

**चन्द्रे ताराव्यूह ज्ञानम् ॥ २८ ॥**

**સૂત્રાર્થ:** ચંદ્ર ઉપર સંયમ કર્યાથી તારા સમૂહનું જ્ઞાન થાય છે.

**ध्रुवे तद्गति ज्ञानम् ॥ २९ ॥**

**સૂત્રાર્થ:** ધ્રૂવ-તારા પ્રત્યે ચિત્ત-સંયમ કર્યાથી તારા સમૂહની ગતિનું જ્ઞાન થાય છે.

**नाभि चक्रे कायव्यूह-ज्ञानम् ॥ ३० ॥**

**સૂત્રાર્થ:** નાભિચક્રમાં ચિત્ત સંયમ કર્યાથી શરીરની રચના પ્રણાલીનું જ્ઞાન થાય છે.

**कण्ठकुपेक्षुत्पिपासोनिवृत्ति ॥ ३१ ॥**

**સૂત્રાર્થ:** કણ્ઠકૂપમાં સંયમકર્યાથી ક્ષુધાતૃપા નિવૃત્તિ પામે છે.

વ્યાખ્યા: અતિશય ક્ષુધાતુર મનુષ્ય જો કણ્ઠકૂપમાં ચિત્ત સંયમ કરી શકે તો તેની ક્ષુધા નિવૃત્ત પામે.

**कूर्मनाड्यां स्थैर्यम् ॥ ३२ ॥**

**સૂત્રાર્થ:** કૂર્મ નાડીમાં ચિત્ત-સંયમ કર્યાથી શરીરમાં સ્થિરતા જન્મે છે.

વ્યાખ્યા: જે વખતે ચોગી સાધના કરે છે તે વખતે તેનું શરીર ચંચળ થતું નથી.

**मूर्द्धज्योतिषि सिद्ध दर्शनम् ॥ ३३ ॥**

**સૂત્રાર્થ:** મસ્તિકમાં રહેલી જ્યોતિ પ્રત્યે સંયમ કર્યાથી સિદ્ધ-પુરૂષોના દર્શન થાય છે.

વ્યાખ્યા: સિદ્ધ-મહાપુરૂષને અર્થ આ સ્થળે ભૂતયોનિ કરતાં કિંચિત્ ઉચ્ચયોનિના જીવો-મનુષ્યો સમજવા. યોગી જે સમયે પોતાના મસ્તકના ઉપલા ભાગ ઉપર (સહસ્રદલ કમળમાં સ્થિત આત્મા

પ્રત્યે ) સંયમ કરે છે ત્યારે તે એવા સિદ્ધ પુરૂષોનાં દર્શન કરી શકે છે. સિદ્ધનો અર્થ મુક્ત-પુરૂષ સમજવાનો નથી, પરંતુ અનેક સમયે એ શબ્દનો એવો અર્થ કરવામાં આવે છે.

**प्रातिभाद्वा सर्वम् ॥ ३४ ॥**

**સૂત્રાર્થ:** પ્રતિભાશક્તિ દ્વારા સમુદય જ્ઞાન પ્રાપ્ત થાય છે.

વ્યાખ્યા: જેનામાં એવી પ્રતિભા શક્તિ છે અર્થાત્ જેનામાં પવિત્રતા છે તેને પવિત્રતા દ્વારા વિશેષ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેનાથી કોઇનો સંયમ કરવામાં ન આવે તોપણ (કેવળ પવિત્રતા દ્વારા જ) તેને સર્વ પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. જ્યારે મનુષ્ય ઉચ્ચ પ્રતિભા શક્તિ પ્રાપ્ત કરે છે ત્યારે જ તેને એ મહાન્ પ્રકાશ-જ્યોતિ પ્રાપ્ત થાય છે. તેના જ્ઞાનમાં સમુદય પ્રકાશ વિસ્તાર પામે છે. તે પવિત્ર મનુષ્યને કોઇ પ્રકારના સંયમ કર્યા વગર જ અથવા કાંઇ પણ કર્યા વગર જ-એની મેળે જ-સમુદય જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે.

**हृदयेचित्त सम्वित् ॥३५॥**

**સૂત્રાર્થ:** હૃદયમાં ચિત્ત-સંયમ કર્યાથી મન-વિષયક જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**सत्वपुरूषयोरत्यन्त संकीर्णयोः प्रत्यया विशेषाद्भोगः परार्थत्वादन्यस्वार्थ संयमात् पुरुषज्ञानम् ॥ ३६ ॥**

**સૂત્રાર્થ:** પુરૂષ અને બુદ્ધિ, એ અતિશય પૃથક્ છે. તેમનામાં વિવેકના અભાવને લીધે જ ભોગ પ્રાપ્ત થાય છે. તે ભોગ પરાર્થ અર્થાત્ અપર અથવા પુરૂષને માટે છે. બુદ્ધિની એક અવસ્થાનું નામ સ્વાર્થ છે. એના ઉપર સંયમ કર્યાથી પુરૂષ ( આત્મા ) નું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

વ્યાખ્યા: પુરૂષ અને બુદ્ધિ એ બન્ને સમ્પૂર્ણ સ્વતંત્ર છે. તેમ

હોવા છતાં પણ પુરૂષ ( આત્મા ) એ બુદ્ધિમાં પ્રતિબિમ્બિત થઇ તેની સાથે પોતાને અભેદભાવાપન્ન સમજે છે અને તેથી જ પોતાને સુખી અથવા દુઃખી સમજે છે. બુદ્ધિની એ અવસ્થાને પરાર્થ કહેવામાં આવે છે, કારણ કેઃ એનો સર્વ ભોગ પોતાને માટે નથી પણ પુરૂષ ( આત્મા ) ને માટે છે. એ સિવાય બુદ્ધિની એક બીજી અવસ્થા છે કે જેનું નામ સ્વાર્થ કહેવામાં આવે છે. જ્યારે બુદ્ધિ સત્વગુણ પ્રધાન થઇ અતિશય નિર્મલ થાય છે ત્યારે તેમાં પુરૂષ ( આત્મા) વિશેષરૂપે પ્રતિબિમ્બિત થાય છે, તે સમયે તેજ બુદ્ધિ અન્તર્મુખી થઇ પુરૂષ ( આત્મા ) માત્રાવલંબન થાય છે. તે જ સ્વાર્થ નામક બુદ્ધિ પ્રત્યે સંયમ કર્યાથી પુરૂષ–આત્માનું જ્ઞાન થાય છે. પુરૂષ માત્રાવલંબી બુદ્ધિ પ્રત્યે સંયમ કર્યાનો ઉદ્દેશ્ય એ છે કેઃ " શુદ્ધ પુરૂષ જ્ઞાતા કહેવાય છે તે કદી પણ જ્ઞાનનો વિષય થઇ શકે નહિં.

**ततः प्रातिभश्रवणवेदना दर्शास्वादवार्त्ता जायन्ते ॥ ३७ ॥**

**સૂત્રાર્થ:** તે દ્વારા પ્રાતિભશ્રવણ, સ્પર્શ, દર્શન, સ્વાદ અને ઘ્રાણ ઉત્પન્ન થાય છે.

**ते समाधावुपसर्गा व्युत्थाने सिद्धयः ॥ ३८ ॥**

**સૂત્રાર્થ:** એઓ સમાધિને સમયે ઉપસર્ગ ( વિઘ્ન ) સ્વરૂપ છે. પરંતુ સંસાર ( વ્યાવહારિક દૃષ્ટયા ) અવસ્થામાં તેઓ સિદ્ધિ સ્વરૂપ છે.

વ્યાખ્યાઃ યોગી જાણે છે કેઃ " સંસારમાં એવા સર્વ ભોગ, પુરૂષ ( આત્મા ) અને મનના યોગ દ્વારા જ થઇ શકે છે. જો કે તે ( યોગી ) આત્મા અને પ્રકૃતિ એ બન્ને પૃથક વસ્તુ છે." એ સત્ય ઉપર ચિત્ત–સંયમ કરી શકે તો તેને પુરૂષ (આત્મા)નું જ્ઞાન પ્રાપ્ત થાય–તે દ્વારા–વિવેક જ્ઞાન ઉદય પામી શકે છે. જ્યારે

તે વિવેકજ્ઞાન પ્રાપ્ત કરવામાં સફળતા પ્રાપ્ત કરે છે ત્યારે તેને અતિ ઉચ્ચ પ્રકારનું દૈવિજ્ઞાન પ્રાપ્ત થાય છે. પરંતુ એવી સર્વ શક્તિયો, અતિ ઉચ્ચ લક્ષ્ય અર્થાત્ તે પવિત્ર સ્વરૂપ આત્મજ્ઞાન અને મુક્તિ પ્રાપ્તિને માટે પ્રતિબન્ધક સ્વરૂપ છે. એ શક્તિયો યોગમાર્ગે ગમન કરતાં પ્રાપ્ત થઇ શકે છે ખરી, પરંતુ યોગી જો એ શક્તિયોનો ત્યાગ કરે તોજ તે અતિ ઉચ્ચ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે. જો તે એ શક્તિયો પ્રાપ્ત કરવા માટે લોભાય તો તેની અધિક ઉન્નતિ થાય નહિ.

**बन्धकारणशैथिल्यात् प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीरावेशः ॥ ३९ ॥**

**સૂત્રાર્થ:** જ્યારે બન્ધનું કારણ શિથિલ થઈ જાય અને ચિત્તના પ્રચાર સ્થાનોને (અર્થાત્ નાડીઓના સમૂહને) જાણી શકે ત્યારે તે અન્ય (મનુષ્ય) ના શરીરમાં પ્રવેશ કરી શકે છે.

વ્યાખ્યા: યોગી અન્ય એક દેહમાં અવસ્થાન કરી તે દેહમાં ક્રિયાશીલ રહેવા છતાં પણ કોઇ એક મૃતદેહમાં પ્રવેશ કરી તેને સંચાલન કરી શકે છે, અથવા તે (યોગી) કોઇ જીવિત શરીરમાં પ્રવેશ કરી તે દેહનાં મન અને ઇન્દ્રિયોને નિરૂદ્ધ કરી શકે છે, અને તેટલા સમયને માટે તેજ શરીરમાં રહી કાર્ય કરી શકે છે. પ્રકૃતિ પુરૂષનો વિવેક પ્રાપ્ત કર્યાથી જ તે યોગી એ પ્રમાણે કરી શકે છે. તે (યોગી) અન્યના શરીરમાં પ્રવેશ કરી શકે છે. કારણ કે: તેનો આત્મા કેવળ સર્વ વ્યાપક છે એમ નથી પણ તેનું મન પણ (અવશ્ય યોગીઓના અભિપ્રાય પ્રમાણે) સર્વ વ્યાપક છે અને તે સર્વવ્યાપક મનનો માત્ર એક અંશ જ છે. આ સમયે તો તે કેવળ શરીરના સ્નાયુ મંડળની અંદર રહીને જ કાર્ય કરી શકે એમ છે. પરંતુ યોગી જ્યારે એ સ્નાયવીય પ્રવાહથી પોતાને મુક્ત કરી શકે

છે ત્યારે તે અન્ય શરીર દ્વારા પણ કાર્ય કરી શકે છે.

**उदानजयाज्जलपंककन्टकादिश्वसंगउत्क्रान्तश्च ॥४०॥**

**સૂત્રાર્થ:** ઉદાન—નામક સ્નાયુ—પ્રવાહનો જય કર્યાથી યોગી જળમાં ડૂબી જતો નથી અથવા કાદવમાં કળી જતો નથી. તે કાંટાઓ ઉપર ભ્રમણ કરી શકે છે અને ઇચ્છા—મૃત્યુ પ્રાપ્ત કરી શકે છે.

વ્યાખ્યા: જે સ્નાયવીય શક્તિ—પ્રવાહ ફેફસાં અને શરીરના સર્વ ઉપરોક્ત વિભાગને નિયમિત્ત રાખે છે તેનો યોગી જય કરી શકે તો તે યોગી અતિશય લઘુ થઈ જાય છે. તે કદી પણ જળમાં ડૂબી શકતો નથી. કાંટાઓ ઉપર અને તરવારની ધાર ઉપર તે અનાયાસે ભ્રમણ કરી શકે છે. અગ્નિની મધ્યમાં ઉભો રહી શકે છે અને તેને બીજી પણ અનેક પ્રકારની શક્તિઓ પ્રાપ્ત થાય છે.

**समानजयात् प्रज्वलनम् ॥ ४१ ॥**

**સૂત્રાર્થ:** સમાન વાયુનો જય કર્યાથી યોગી જ્યોતિઃ દ્વારા વેષ્ટિત થઇ રહે છે.

વ્યાખ્યા: યોગીની ઇચ્છા થતાં જ તેના શરીરમાંથી જ્યોતિઃ નિઃસરી શકે છે.

**श्रोत्राकाशयोः सम्बन्ध संयमाद्दिव्यं श्रोत्रम् ॥४२॥**

**સૂત્રાર્થ:** કર્ણ અને આકાશનો પરસ્પર સંબંધ છે. તેના ઉપર સંયમ કર્યાથી દિવ્ય—કર્ણ પ્રાપ્ર થાય છે.

વ્યાખ્યા: આકાશભૂત અને તેનો અનુભવ કરવાના યન્ત્ર સ્વરૂપ કર્ણ ( કાન ) છે. એના પ્રત્યે સંયમ કર્યાથી યોગી દિવ્ય શ્રોતૃ પ્રાપ્ત કરે છે. તે સમયે તે સર્વે સાંભળી શકે છે. યોગી ઘણે ગાઉ દૂર રહેવા છતાં પણ તે સાંભળી શકે છે.

**कायाकाशयोः सम्बन्धसंयमाल्लघुतूलसमापते श्चाकाशगमनम् ॥ ४३ ॥**

**સૂત્રાર્થ:** શરીર અને આકાશના સંબંધ પ્રત્યે ચિત્તને સંયમ કર્યાથી યોગી રૂના જેવો હલકો થઇ શકે છે, તેથી તે આકાશ માર્ગે ગમન કરી શકે છે.

વ્યાખ્યા: આકાશ એજ આ શરીરનું ઉપાદાન છે. આકાશેજ એક પ્રકારે વિકૃત થઇ આ શરીરનું રૂપ ધારણ કર્યું છે. જો યોગી, શરીરના ઉપાદાન સ્વરૂપ આકાશ–ધાતુ પ્રત્યે સંયમ પ્રયોગ કરે તો તે આકાશની પેઠે લઘુતા પ્રાપ્ત કરે છે અને જે સ્થળે ઇચ્છા હોય ત્યાં વાયુની મધ્યમાં થઇને ગમે ત્યાં આવ જા કરી શકે છે.

**बहिरकल्पिता वृत्तिर्महाविदेहा ततः प्रकाशावरण क्षयः ॥ ४४ ॥**

**સૂત્રાર્થ:** મનની યથાર્થ બાહ્યવૃત્તિ અર્થાત્ મનની ( બાહ્ય ) ધારણા તેનું નામ મહા વિદેહ. તેના ઉપર સંયમ-પ્રયોગ કર્યાથી પ્રકાશનું આવરણ ક્ષય થાય છે.

વ્યાખ્યા: અજ્ઞાનતાને લીધે મન કલ્પના કરે છે કે: હું દેહમાં રહીને કાર્ય કરૂં છું. જો મન સર્વ વ્યાપક હોય તો આપણે કેવળ માત્ર એક પ્રકારના સ્નાયુ મંડળ દ્વારા આબદ્ધ રહીશું અથવા અહંને એક શરીરમાં આબદ્ધ કરી રાખીએ શા માટે? એને માટે કોઇ યુક્તિ જાણવામાં આવતી નથી. યોગીને ઇચ્છા થાય છે કે: તે ઇચ્છાનુસાર સ્થળે પોતાના અહં-મમત્વ ભાવને અનુભવ કરે તો તેમ બની શકે છે. જ્યારે તે એમાં સુફળતા પ્રાપ્ત કરે છે ત્યારે પ્રકાશ ઉપરનું સર્વ આવરણુ દૂર થઇ જાય છે અને સર્વ અન્ધકાર તથા અજ્ઞાન દૂર જતું રહી સર્વે તેમના સન્મુખ ચૈતન્યમય ભાસે છે.

**स्थूल स्वरुप सुक्ष्मान्वयार्थवत्त्वसंयमाद्भूतजयः ॥४५॥**

**સૂત્રાર્થ:** પ્રત્યેક ભૂતોની સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને

અર્થવત્વ, એ અવસ્થાઓ ઉપર સંયમ કર્યાથી ભૂતજય થઈ શકે છે,

વ્યાખ્યા: યોગીઓ સર્વ મહાભૂત પ્રત્યે સંયમ કરે છે. પ્રથમ, સર્વ સ્થૂલ ભૂત ઉપર, અને ત્યાર પછી તેની અન્ય સૂક્ષ્મ અવસ્થાઓ ઉપર સંયમ કરે છે. બૌદ્ધોનો એક સમ્પ્રદાય એવો સંયમ પ્રયોગ વિશેષ રૂપે કરે છે. તેઓ ક્ષણિક કાદવનો લોચો લઇ તેના પ્રત્યે સંયમ પ્રયોગ કરે છે, તેમ કરીને તે જે સર્વ સૂક્ષ્મ ભૂત વડે રચાયું છે તે જોવાનો આરંભ કરે છે, જ્યારે તેઓ એ સર્વ સૂક્ષ્મ ભૂત માત્રનો વિષય જાણી શકે છે ત્યારે તેઓએ ભૂત ઉપર શક્તિ જમાવી શકે છે. સર્વ ભૂતોનું એ પ્રમાણે જ સમજવું. યોગીઓ સર્વનો જય કરી શકે છે.

**ततोऽणिमादिप्रादुर्भावः कायसम्पत्तद्धर्म्मानभिघातश्च ॥४६॥**

**સૂત્રાર્થ:** તેમ થવાથી જ અણિમા આદિ સિદ્ધિયો પ્રાપ્ત થાય છે. શરીર–સમ્પત્તિ પ્રાપ્ત થાય છે અને શારીરિક ધર્મનો નાશ થતો નથી.

વ્યાખ્યા: એનો અર્થ એ છે કે: યોગી અષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરે છે. તે પોતાને ઇચ્છાનુસાર અણુ રચી શકે છે. તે પોતાને અતિ મહાન્ કરી શકે છે. તે પોતાને પૃથિવીની પેઠે ગુરૂ અને વાયુની પેઠે લઘુ કરી શકે છે. તે પોતાની ઇચ્છાનુસાર વસ્તુ ઉપર પ્રભુત્વ કરી શકે છે. તેની ઇચ્છા થતાં જ સિંહ પણ એક બકરીની પેઠે તેના ચરણ આગળ શાન્ત ભાવ ધારણ કરી બેસી રહે છે અને તે ( યોગી ) ની સર્વ વાસનાઓ પરિપૂર્ણ થાય છે.

**रूपलावण्य बलवज्र संहननत्वानिकायसम्पत् ॥ ४७ ॥**

**સૂત્રાર્થ:** કાય–સમ્પત્ એટલે સૌન્દર્ય, સુન્દર અંગકાન્તિ, બળ અને વજ્રવત્ દઢતા સમજવી.

વ્યાખ્યા: એ સમયે શરીર અવિનાશ થઇ જાય છે. અગ્નિ તે (યોગી) ને કાંઈ નુકશાન કરી શકતો નથી, અથવા બીજું કોઈ પણ તેને કંઇ નુકશાન કરી શકતું નથી. યોગીની પોતાની ઇચ્છા ન હોય તો બીજું કોઈ તેનો વિનાશ કરવા સમર્થ નથી. તે "કાલદણ્ડ ભંગ કરી આ જગત્માં શરીર ધારણ કરી નિવાસ કરે છે." વેદમાં લખેલું છે કે: "એ (યોગી) ને રોગ, મૃત્યુ અથવા ક્લેશ થતો જ નથી."

**ग्रहण स्वरुपास्मितान्वयार्थवत्त्व संयमादिन्द्रियजयः ॥४७॥**

**સૂત્રાર્થ**: ઇન્દ્રિયોની બાહ્ય પદાર્થ-મુખ ગતિ, તે સંબંધી જ્ઞાન, એ જ્ઞાનમાંથી વિકાશ પામેલો અહં પ્રત્યય, તેનું ત્રિગુણમયત્વ અને ભોગદાતૃત્વ, એ વગેરે ઉપર સંયમ કર્યાથી ઇન્દ્રિય જય થાય છે.

વ્યાખ્યા: બાહ્ય વસ્તુના અનુભવ સમયે ઇન્દ્રિયો મનથી બહાર જઇને વિષયો પ્રત્યે ધાવમાન થાય છે. તેમાંથી જ ઉપલબ્ધિ અને અસ્મિતા (સાત્વિક અહંકાર) ની ઉત્પત્તિ થાય છે. જ્યારે યોગી એ સર્વના ઉપર સંયમ પ્રયોગ કરે છે ત્યારે તે ક્રમેક્રમે ઇન્દ્રિય જય કરે છે. જે કાંઇ પણ વસ્તુ તમે જોઈ શકો છો અથવા જેનો અનુભવ કરો છો-જેમ કે એક પુસ્તક-તે લઇને તેના ઉપર સંયમ કરો, તે પછી પુસ્તકની આકૃતિ સંબંધી જે જ્ઞાન છે તેના ઉપર, અને તે પછી અહં ભાવદ્વારા એ પુસ્તકનું દર્શન થાય છે તેના ઉપર સંયોગ પ્રયોગ કરો. આ પ્રમાણે અભ્યાસ કરવાથી સર્વ ઇન્દ્રિયોનો જય થઇ શકે છે.

**ततो मनोजवित्वं विकरणभावः प्रधानजयश्च ॥ ४९ ॥**

**સૂત્રાર્થ**: તેમ થવાથી દેહનો મનના જેવો વેગ, ઇન્દ્રિયોને દેવી શક્તિ પ્રાપ્ત થવી અને પ્રકૃતિનો જય થાય છે.

વ્યાખ્યા: જેમ ભૂતજય દ્વારા શરીર-સમ્પતિ પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે ઇન્દ્રિયોના સંયમ દ્વારા પૂર્વોક્ત સર્વ શકિતયો પ્રાપ્ત થઈ શકે છે.

**सत्व पुरुषान्यता ख्यातिमात्रस्य सर्वभावाधिष्टातृत्वं सर्वं ज्ञातृत्वंच ॥ ५० ॥**

**સૂત્રાર્થ:** પુરૂષ અને બુદ્ધિના પરસ્પર પાર્થક્ય ઉપર ચિત્ત-સંયમ કર્યાથી સકલ વસ્તુ ઉપર અધિષ્ઠાતૃત્વ અને સર્વજ્ઞાતૃત્વ પ્રાપ્ત થાય છે.

વ્યાખ્યા: જ્યારે આપણે પ્રકૃતિનો જય કરી શકીશું અને પુરૂષ પ્રકૃતિના ભેદનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીશું અર્થાત્ જ્યારે જાણી શકીશું કે: પુરૂષ ( આત્મા ) અવિનાશી, પવિત્ર અને પૂર્ણ સ્વરૂપ છે, અને યોગી એ પ્રમાણે બરાબર અનુભવ કરી શકશે ત્યારે તેનામાં સર્વ વ્યાપકત્વ અને સર્વજ્ઞત્વ પ્રવેશ કરી શકે છે,

**तद्वैराग्यादपि दोष बीजक्षये कैवल्यम् ॥ ५१ ॥**

**સૂત્રાર્થ:** પૂર્વોક્ત સર્વ વ્યાપકત્વ અને સર્વજ્ઞત્વનો પણ ત્યાગ કરી શકે તોજ દોષનાં બીજ ક્ષય પામે છે. તે સમયેજ તે **કૈવલ્ય** પ્રાપ્ત કરી શકે છે.

વ્યાખ્યા: એ સમયે યોગી-સાધક-**કૈવલ્યપદ** પ્રાપ્ત કરે છે. અને તે **મુક્ત** થઈ જાય છે. જ્યારે તે-યોગી-સર્વવ્યાપકતા અને સર્વજ્ઞત્વ; એ બન્ને પ્રકારની શક્તિનો પરિત્યાગ કરે છે ત્યારે તે સર્વ પ્રકારના લોભ, એટલું જ નહિ. પણ દેવતાઓ દ્વારા પ્રાપ્ત થતો લોભ પણ ઓળંગી શકે છે. જ્યારે યોગી એ સર્વ અદ્‌ભુત શક્તિયો પ્રાપ્ત કરવા છતાં તેનો ત્યાગ કરે છે ત્યારેજ તે સર્વોચ્ચ-લક્ષ્ય સ્થળે પહોંચી શકે છે, વાસ્તવિક જોતાં એ શક્તિયો એટલે શું ? એ પણ

કેવળ વિકાર જ છે. સ્વપ્ન કરતાં તેમનું શ્રેષ્ઠત્વ શું છે? સર્વશક્તિમાન થવું એ પણ સ્વપ્ન સમાન જ છે. એ કેવળ મન ઉપર આધાર રાખે છે. જ્યાં સુધી મનનું અસ્તિત્વ છે, ત્યાં સુધી સર્વ શક્તિમત્તાનો સંભવ હોઇ શકે છે, પરંતુ આપણું—યોગીઓનું લક્ષ્ય તો મનથી પણ અતીત પ્રદેશમાં હોય છે, આપણા લક્ષ્ય સ્થળે પહોંચવા માટે તો મનનો નાશ કરવો પડશે અર્થાત્ મનનો જય કરી આગળ વધવું પડશે. મનનું અસ્તિત્વ હોય છે ત્યાં સુધી આપણે લક્ષ્ય કરતાં નિચલા પ્રદેશમાં છીએ એમ સમજવું. માટેજ જન્મ—મરણથી મુક્ત થવાની ઇચ્છાવાળા મુમુક્ષુ જીવોએ **મનોજય** કરી આગળ વધવું. એજ શ્રેયસ્કર છે.

**स्थान्युपनिमन्त्रणे संगस्मयाकरण तत्र पुनरनिष्ट प्रसंगात्॥८२॥**

**સૂત્રાર્થ**: દેવતા આદિ પ્રલોભન દર્શાવે તોપણ તે પ્રત્યે આસક્ત થવું ઉચિત નથી. તેમાં લોભાવાથી અનિષ્ટ થવાની આશંકા રહે છે.

વ્યાખ્યા: એ અવસ્થામાં અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે. દેવ આદિ યોગીઓને લોભાવવા આવે છે. તેઓ એમ ઇચ્છતા નથી કે: કોઇ મનુષ્ય સમ્પૂર્ણ રૂપે મુક્ત થાય. આપણે મનુષ્ય જીવો જેમ ઇર્ષા પરાયણ છીએ તેજ પ્રમાણે દેવો પણ છે. ઉલટું ક્વચિદ્ તેઓ આપણા કરતાં અધિક ઇર્ષાખોર હોય છે. આપણા દ્વારા પદભ્રષ્ટ થવાનો તેમને સર્વદા ભય રહે છે. જે યોગીઓ સમ્પૂર્ણ સિદ્ધ થઇ શકતા નથી તેઓ મરણ પામ્યા પછી દેવતા થાય છે. તેઓ સીધે માર્ગે નહિં જતાં, બાજુને એક રસ્તે થઇને ગમન કરે છે, અને એવી શક્તિયો પ્રાપ્ત કરે છે. તેમને પુનઃ જન્મ ધારણ કરવો પડશે. પરન્તુ જેઓ એ સર્વ લોભને ઓળંગી શકે છે, અને એકદમ તેજ લક્ષ્ય સ્થાને પહોંચી શકે છે તેઓ મુક્ત થઈ જાય છે.

**क्षणतत् क्रमयोः संयमाद्विवेकजं ज्ञानम् ॥ ५३ ॥**

**સૂત્રાર્થ:** ક્ષણ અને તેની પૂર્વાપર ભાવનાઓ પ્રત્યે સંયમ પ્રયોગ કર્યાથી વિવેકજ જ્ઞાન ઉત્પન્ન થાય છે.

વ્યાખ્ય.: એ દેવતાઓ, સ્વર્ગ અને સર્વ શક્તિયોના સપાટામાંથી બચવાનો ઉપાય શો ? **વિવેકના બળવડે જ્યારે સદ્સત વિચારશક્તિ જન્મ પામે,** ત્યારેજ એ સર્વ વિઘ્નો દૂર થઇ જાય. એ વિવેક–જ્ઞાન દૃઢ થઇ શકે એ ઉદ્દેશ્યથી સંયમનોજ ઉપદેશ દેવામાં આવ્યો છે. કાલના કોઈ અમુક મૂખ્ય અંશ ઉપર સંયમ કરવાથી તેમ થઇ શકે છે.

**जातिलक्षण देशैरन्यतानवच्छेदात्तुल्योस्ततः प्रतिपत्ति ॥५४॥**

**સૂત્રાર્થ:** જાતિ, લક્ષણ અને દેશદ્વારા જેમને પૃથક્ કરી શકાતા નથી તેમને પણ એજ પૂર્વોક્ત સંયમ દ્વારા પૃથક્ કરી જાણી શકાય છે.

વ્યાખ્યા: આપણે અનેક દુઃખો ભોગવીએ છીએ તે સર્વે અજ્ઞાનતામાંથી જ જન્મ પામ્યાં છે. સત્ય અને અસત્યનું પાર્થક્ય કરવાની દૃષ્ટિના અભાવમાંથી અજ્ઞાનનો જન્મ થાય છે. આપણે સર્વદા નઠારી વસ્તુને સારી અને સ્વપ્ન તુલ્ય મિથ્યા વસ્તુને સત્ય માની લઇએ છીએ. **આત્મા એજ કેવળ સત્ય છે, એ આપણે હમેશાં ભૂલી જઇએ છીએ. શરીર એ મિથ્યા સ્વપ્ન તુલ્ય** છે. આપણે વિચારીએ છીએ કે: આપણે શરીર જ છીએ. શરીર સિવાય આપણે આપણામાં બીજું કશું નથી જોતા તેથી થતા અવિવેકને લીધે જ આપણે દુઃખ પામીએ છીએ; એ અવિવેકનો જન્મ અવિદ્યામાંથી થયો છે. આપણામાં વિવેક ઉત્પન્ન થતાં તેની સાથે જ બળ પ્રાપ્ત થાય છે. ત્યારે જ આપણે આ શરીર, સ્વર્ગ, અને દેવ આદિની કલ્પના દૂર કરવા સમર્થ થઇએ છીએ. જાતિ,

ચિન્હ અને સ્થાનદ્વારા આપણે વસ્તુઓને ભિન્ન કરીએ છીએ. ઉદાહરણરૂપે એક ગાયને લ્યો. ગાય અને કૂતરામાં ભેદ જાતિગત છે. બે ગાયોમાં આપણે શી રીતે ભેદ વિચારી શકીએ ? માત્ર તેનાં ચિહ્નો દ્વારા એમ થઇ શકે છે. વળી બે વસ્તુ સમાન હોય તો આપણે સ્થાનગત ભેદ દ્વારા તેમને પૃથક્ કરી શકીએ છીએ. જ્યારે પૃથક્ કરવાના ભિન્ન ભિન્ન ઉપાયોમાંથી કાંઇ પણ મળી આવે નહિં ત્યારે પૂર્વોક્ત સાધન પ્રણાલીના અભ્યાસ દ્વારા આપણે તેમને પૃથક્ કરી શકીએ છીએ. યોગીજનોનાં અતિ ઉચ્ચ દર્શન, એ એક એ સત્ય ઉપર સ્થપાયલા હોય છે કે: પુરૂષ ( આત્મા ) શુદ્ધસ્વભાવ અને સદા પૂર્ણ સ્વરૂપ છે અને જગત્‌માં એજ એક માત્ર અમિશ્ર વસ્તુછે. શરીર અને મન એ મિશ્ર પદાર્થ છે તથાપિ આપણે સર્વદા આપણને તેમની સાથે મેળવી દઇએ છીએ. આપણે મ્હોટા ભ્રમમાં પડયા છીએ કે: એવું પાર્થક્ય નષ્ટ થઇ ગયેલું જાણીએ છીએ. જ્યારે એવી વિચાર શક્તિ ઉત્પન્ન થાય છે ત્યારે મનુષ્ય જોઇ શકે છે કે: જગત્‌ની સર્વ વસ્તુ પછી તે બાહ્ય હો કે અભ્યંતર હો, સર્વ મિશ્ર પદાર્થ છે. તેથી તે પુરૂષ ( આત્મા ) હોઇ શકે નહિ.

**तारकं सर्वविषयं सर्वथा विषयमक्रमंचेति विवेकजं ज्ञानम् ॥ ५५ ॥**

**સૂત્રાર્થ**: જે વિવેકજ્ઞાન સર્વ વસ્તુઓને અને તે વસ્તુઓની સર્વવિધ અવસ્થાને યુગપત્ ગ્રહણ કરી શકે તેને તારકજ્ઞાન કહે છે.

વ્યાખ્યા: તારક એટલે જે સંસારથી તારે તે. એ જ્ઞાનમાં કોઇ પ્રકારનો ક્રમ નથી. સર્વ વસ્તુઓ અને તે વસ્તુઓની સર્વ પ્રકારની અવસ્થા એ જ્ઞાનને ગ્રહણ કરવા યોગ્ય છે.

**सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति ॥ ५६ ॥**

**સૂત્રાર્થ:** સત્વ અને પુરૂષ ( આત્મા ) ની જ્યારે સમાનભાવે શુદ્ધિ થઈ જાય છે ત્યારેજ **કૈવલ્ય** પ્રાપ્ત થાય છે.

વ્યાખ્યા: **કૈવલ્યપદ પ્રાપ્તિ** એજ આપણું લક્ષ્ય છે; જ્યારે એ લક્ષ્ય સ્થળે પહોંચી શકાય ત્યારે આત્મા સમજી શકે છે કે તે ચિરકાલ માત્ર એક કેવલ હતો. તેને સુખી કરવા માટે બીજા કોઇનું પણ પ્રયોજન નહતું. જ્યાં સુધી આપણે સુખી થવા માટે બીજા કોઇની સહાયતા ઇચ્છીએ છીએ ત્યાં સુધી આપણે દાસજ છીએ. જ્યારે પુરૂષ (આત્મા) સમજી શકે કે: તે મુક્ત સ્વભાવ છે અને તેને પૂર્ણ કરવા માટે બીજા કોઇનું પ્રયોજન જ નથી; વળી તે એમ જાણી શકે કે: પ્રકૃતિ એ ક્ષણિક છે અને તેની આવશ્યકતા જ નથી; તેજ ક્ષણે તમે મુક્તિ પ્રાપ્ત કરી શકશો. તે સમયેજ કૈવલ્ય પદ પ્રાપ્ત થાય છે. જ્યારે આત્મા જાણી શકે કે: જગતના અતિ ક્ષુદ્ર પરમાણુથી તે દેવતાઓ પર્યંત, કોઇના ઉપર તેને આધાર રાખવાનું પ્રયોજન નથી તે સમયેજ, આત્માની તે અવસ્થાને કૈવલ્ય અને પૂર્ણતા કહે છે. જ્યારે શુદ્ધિ અને અશુદ્ધિ; એ બન્નેથી મિશ્રિત થયેલું મન, પુરૂષ (આત્મા)ની પેઠે શુદ્ધ થઇ જાય છે ત્યારેજ સત્વ અર્થાત્ મન, નિર્ગુણ પવિત્ર સ્વરૂપને અર્થાત્ પુરૂષ (આત્મા) ને પ્રકાશિત કરે છે.



## चतुर्थ अध्याय ।

### કૈવલ્યપાદ.

**जन्मौषधि-मन्त्र-तपः-समाधिजाः सिद्धयः ॥ १ ॥**

**સૂત્રાર્થ:** જન્મ, ઔષધ, મન્ત્ર, તપસ્યા અને સમાધિ, એ દ્વારા સિદ્ધિયો પ્રાપ્ત થાય છે.

વ્યાખ્યા: ક્વચિત્ જોવામાં આવે છે કે: મનુષ્ય પૂર્વ જન્મ-સિદ્ધ ક્ષમતા સહિત ગ્રહણ કરે છે, અને આ જન્મમાં તેનું ફળ ભોગવે છે. સાંખ્ય દર્શનના પિતા સ્વરૂપ કપિલ સંબંધી કહેવામાં આવે છે કે: તેઓ સિદ્ધ રૂપેજ જન્મ્યા હતા. 'સિદ્ધ" શબ્દનો શબ્દાર્થ એ છે કે: જેઓ કૃતકાર્ય થયા છે. યોગીઓ કહે છે કે: રસાયન વિદ્યા અર્થાત્ ઔષધિદ્વારા એ સર્વ શક્તિયો પ્રાપ્ત થઇ શકે છે. તમે સર્વે જાણો છો કે: રસાયણ વિદ્યાનો પ્રારંભ આલકેમિ* દ્વારા થયો છે. મનુષ્યો પારસમણિ, ( Philosopher's stone), સંજીવની અમૃત, ( Elixir of life ) ઇત્યાદિનો શોધ કરતા. ભારતવર્ષમાં રસાયણ નામક એક સમ્પ્રદાય હતો. તેમનો એ અભિપ્રાય હતો કે: સૂક્ષ્મતત્વ પ્રિયતા, જ્ઞાન, આધ્યાત્મિકતા અને ધર્મ,

---

* આલકેમિ-તાંબુ વગેરે હલકી ધાતુમાંથી સોનું રૂપું વગેરે બનાવવાની વિદ્યા. પૂર્વે યુરોપમાં ગુપ્ત રૂપે એ વિદ્યાની વિશેષ ચર્ચા થઇ હતી. "સંજીવની અમૃત" એટલે એક પ્રકારનો કાલ્પનિક રસ કે જે દ્વારા માનવ અમર થઈ શકે.

એ સર્વે સત્ય (ઉત્તમ) ખરા પરંતુ એ સર્વ પ્રાપ્ત કરવાનું એક સાધન માત્ર આપણું શરીરજ છે. જો વચમાં જ શરીર ભગ્ન થાય અર્થાત્ મૃત્યુગ્રસ્ત થાય તો તે અતિ ઉચ્ચ લક્ષ્ય પ્રત્યે પહોંચતાં અધિક સમય લાગે છે. કલ્પના કરો કેઃ કોઇ મનુષ્યનું યોગાભ્યાસ કરવામાં અથવા અતિ અધિક દૂર ઉન્નતિ પ્રાપ્ત કરતાં પહેલાંજ તેનું મૃત્યું થયું. તેમ થવાથી તેને એક બીજો દેહ ધારણ કરીને પુનઃ યોગ સાધનનો આરામ કર્યો. ત્યાર પછી પુનઃ તેનું મૃત્યુ થયું. આ પ્રમાણે વારંવાર જન્મ ગ્રહણ અને મૃત્યુમાંજ તેનો ઘણો સમય નષ્ટ થઇ ગયો. જો શરીરને એટલે દરજ્જે દૃઢ અને સબળ કરી શકાય કેઃ તેનું જન્મ મૃત્યુ એકદમ બંધ થઇ જાય તો આધ્યાત્મિક ઉન્નતિ કરવા માટે દીર્ઘકાળ પ્રાપ્ત કરી શકાય. એજ કારણને લીધે રસાયણ શાસ્ત્રીઓ કહે છે કેઃ પ્રથમ શરીરને સબળ કરો. રસાયણિકો કહે છે કેઃ મનુષ્ય અમર થઇ શકે છે. એમની મનોભાવના એ છે કેઃ શરીરની રચના કરનાર જો મન હોય અને એટલું સત્ય હોય કે, પ્રત્યેક મનુષ્ય મન તે અનન્ત શક્તિ પ્રકટ થવાની એક ખાસ પ્રણાલિકાજ છે અને જો એવી પ્રત્યેક પ્રણાલીને બાહ્યથી શક્તિ સંગ્રહ કરવાની એક ચોકકસ સીમા ન હોય તો આપણે આ શરીરને ચિરકાલ-અવિકૃત શા માટે ન રાખી શકીએ? વળી આપણે જેટલાં શરીર ધારણ કરવાં પડે તે સર્વ આપણે પોતેજ રચવાં પડશે. જે ક્ષણે આ શરીરનું પતન થશે તેજ ક્ષણે આપણે એક અન્ય શરીરની રચના કરવી પડશે. જો આપણે એમ કરવા શક્તિમાન હોઇએ તો આ શરીરમાંથી બહાર નહિં જતાં, શા માટે આપણે આ સ્થળેજ તે રચનાકાર્યનો આરંભ ન કરી શકીએ? આ કથન સમ્પૂર્ણ સત્ય છે. જો એટલો સંભવ હોય કેઃ આપણે મૃત્યુ પછી પણ જીવિત રહી

આપણા શરીરની રચના કરી શકીએ છીએ તો સમ્પૂર્ણ રૂપે શરીરનો ધ્વંશ નહિ કરતાં કેવળ તેને ક્રમશઃ પરિવર્ત્તિત કરી, શા માટે આ સ્થળેજ શરીર પ્રસ્તુત ન કરવું ? તેમને એવો પણ વિશ્વાસ હતો કેઃ પારદ અને ગંધકમાં અતિ અદ્‌ભુત શક્તિ સમાયલી છે. એ દ્રવ્યોને એક અમુક પ્રણાલી દ્વારા તૈયાર કર્યાથી (એનો શરીરમાં ઉપયોગ કર્યાથી) મનુષ્ય પોતાની ઇચ્છાનુસાર શરીરને અવિકૃત રાખી શકે છે. વળી બીજા કેટલાક મનુષ્યોને એવો પણ વિશ્વાસ હતો કેઃ કેટલાંક ઔષધોનું સેવન, આકાશ-ગમનાદિક સિદ્ધિ અર્પે છે. આજકાલના અધિકાંશ આશ્ચર્યકારક ઔષધો, વિશેષતઃ ઔષધમાં ધાતુનો વ્યવહાર, આપણે રસાયણ શાસ્ત્રીયો દ્વારા પ્રાપ્ત કર્યો છે. કેટલાક યોગી-સમ્પ્રદાયો કહે છે કેઃ અમારા મૂખ્ય મૂખ્ય ગુરૂઓ, હજી પણ તેમનાં પૂરાતન શરીરમાં જ વિદ્યમાન છે. યોગ સંબંધી જે મહાપુરૂષનાં પ્રમાણ કોઇથી ખણ્ડન કરી શકાય તેમ નથી તે પતંજલિ ઋષિ પણ ઉપરોક્ત કથન સ્વીકારે છે. **મન્ત્રશક્તિ**-મન્ત્રનામક કેટલાક પવિત્ર શબ્દો છે. તે શબ્દો (મંત્રો) ચોક્કસ નિયમપૂર્વક ઉચ્ચારણ કર્યાથી તેમાંથી આશ્ચર્યકારક શક્તિ પ્રાપ્ત થઇ શકે છે. આપણે રાત દિવસ એક મહાન્ અદ્‌ભુત બનાવોની વચમાં નિવાસ કરીએ છીએ. પરંતુ આપણે તે સંબંધી કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત કરતા નથી-અરે આપણે તેના સંબંધી વિચાર સુદ્ધાં કરતા નથી. આપણે તો તેને માત્ર સામાન્યજ સમજીએ છીએ. મનુષ્યની શક્તિ, શબ્દની શક્તિ અને મનની શક્તિની હદજ નથી. અર્થાત્ તે અનહદ છે. અતિશય છે. અનન્ત છે. **તપસ્યા**-તમે જોઇ શકશો કેઃ પ્રત્યેક ધર્મમાં તપસ્યા અને સન્યસ્ત સંબંધી ઉપદેશ દેવામાં આવ્યો છે. ધર્મનાં એ સર્વ અંગનાં સાધન કરવાના વિષયમાં હિ-

ન્દુઓએજ સૌ કરતાં અધિક દૂર ગમન કર્યું છે. એવા પણ અનેક મનુષ્યો છે કે: જેમણે સમસ્તજીવન, હસ્ત ઉંચે રાખી મૂક્યા છે અને અન્તે તે સુકાઇ જઈ મરણ પામે છે. અનેક મનુષ્યો રાત દિવસ ઉભા ઉભા નિદ્રા લે છે. અંતે તેમના પગ ફુલી જાય છે. જો તેવી અવસ્થામાં પણ તેઓ જીવતા રહે છે તો તેજ અવસ્થામાં તેના પગ એટલા બધા સખ્ત થઇ જાય છે કે જેથી તેઓ પગ હલાવી પણ શકતા નથી. સમસ્તજીવન પર્યંત તેમને ઉભાં રહેવું પડે છે. મ્હેં એક ઉદ્ધેબાહુ પુરૂષને દીઠો હતો. અને તેને પૂછ્યું હતું કે: "તમે જ્યારે શરૂવાતમાં આવો અભ્યાસ કરતા હતા ત્યારે તમને કેવો અનુભવ થતો હતો" તેણે કહ્યું: "પ્રથમ શરૂવાતમાં તો મ્હને ભયંકર દુ:ખ થતું, એટલું બધું દુ:ખ થતું કે: હું નદીમાં જઇને ડૂબી રહેતો. તેમ થવાથી કેટલુંક દુ:ખ ઓછું થતું, પરંતુ એક માસ પછી વિશેષ કષ્ટ જણાતું નહિં. એ પ્રમાણે ધીમેધીમે દુ:ખ સહન કરવાનો અભ્યાસ થવાથી પછી દુ:ખ એવી કોઈ વસ્તુજ રહી નહિં. અર્થાત્ દુ:ખ થતું જ નથી. આવા અભ્યાસથીજ વિભૂતિ પ્રાપ્ત થાય છે. **સમાધિ**-એજ ખરો યોગ છે. આ શાસ્ત્રનો એજ મૂખ્ય વિષય છે અને સાધનનો એજ મૂખ્ય ઉપાય છે. પૂર્વે જે વિષયોના સંબંધમાં કથવામાં આવ્યું છે તે સર્વે માત્ર ગૌણ—સાધન છે. તેમના દ્વારા તે પરમ પદની પ્રાપ્તિ થઇ શકે એમ નથી. સમાધિદ્વારા માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વિષય સંબંધી જે કાંઈ છે તે સર્વ આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ.

**जात्यन्तर परिणामः प्रकृत्यापूरात् ॥ २ ॥**

**સૂત્રાર્થ:** પ્રકૃતિના આ પૂરણદ્વારા એક જાતિ બીજી અન્ય જાતિમાં બદલાઇ જાય છે.

વ્યાખ્યાઃ પતંજલિ ઋષિએ કહ્યું છે કેઃ "એ શક્તિઓ જન્મદ્વારા જ પ્રાપ્ત થાય છે ક્વચિત્ ક્વચિત્ રસાયણ દ્વારા પ્રાપ્ત થાય છે. અને તપસ્યા દ્વારા પણ તેમને પ્રાપ્ત કરી શકાય છે. તેમણે એમ પણ કબુલ્યું છે કેઃ આ શરીરને જેટલા દિવસ જીવતું રાખવાની ઇચ્છા હોય તેટલા દિવસ રાખી શકાય છે. તે બીજી જાતિમાં કેવી રીતે બદલાય છે તે સંબંધી કહે છે. પ્રકૃતિના આ પૂરણ દ્વારા એ પ્રમાણે બની શકે છે. હવે પછીના સૂત્રમાં તેઓ એ સંબંધી વ્યાખ્યા કરશે.

**निमित्तम् प्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥ ३ ॥**

**સૂત્રાર્થ:** સતકર્મ આદિ પ્રકૃતિના પરિણામનું કારણ નથી, કિન્તુ તેઓ પ્રકૃતિના પરિણામમાં, વિઘ્ન દૂર કરનાર નિમિત્ત માત્ર છે. જેમ કેઃ કૃષક જળ આવતાં પહેલાં પ્રતિબંધ-સ્વરૂપ પાળ ભાંગી નાંખે તો જળ પોતાની મેળે જ વહન થઇ જાય છે.

વ્યાખ્યાઃ જ્યારે કોઇ કૃષક ક્ષેત્રમાં જળસિંચન કરવાની ઇચ્છા રાખે ત્યારે તેને અન્ય કોઇ સ્થાનમાંથી જળ લાવવાની આવશ્યકતા રહેતી નથી. ક્ષેત્રની નજીકના જળાશયમાં જ જળ હોય છે. માત્ર બન્નેની વચમાં પાળ બાંધેલી હોવાથી કૃષકના ક્ષેત્રમાં જળ આવી શકતું નથી. કૃષક પાળ તોડી નાંખે છે એટલે તુરત જ જળ એની મેળે જ, માધ્યાકર્ષણના નિયમ અનુસાર કૃષકના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે. એ પ્રમાણે જ સર્વ મનુષ્ય માત્રમાં, સર્વ પ્રકારની ઉન્નતિ અને સર્વ શક્તિયો વિદ્યમાન છે. પૂર્ણતા એજ પ્રત્યેક મનુષ્યનો સ્વભાવ છે. કેવળ તેનાં દ્વાર બંધ છે. શક્તિયોને પોતાનો સત્ય માર્ગ જડતો નથી. જો કોઇ મનુષ્ય-મહાપુરૂષ-એ પ્રતિબંધક માર્ગ દૂર

કરી દઈ શકે, તો તેની સ્વભાવગત પૂર્ણતા, નિજ મહિમા વડે પ્રકાશિત થઇ જાય. તે સમયે મનુષ્યમાં પૂર્વથી અવસ્થિત રહેલી જે શક્તિયો છે તે તેને પ્રાપ્ત થાય છે. પ્રતિબંધ દૂર થતાં જ અને પ્રકૃતિ પોતાની અબાધિત ગતિ પ્રાપ્ત થતાં જ, આપણે જેને પ્રાપ્ત કહીએ છીએ તેઓ સાધુરૂપે બદલાઇ જાય છે. આપણો સ્વભાવ એજ આપણને પૂર્ણતાની દિશામાં આકર્ષી લઇ જાય છે અને સમય આવતાં તે સર્વને તે દિશામાં આકર્ષી જશે. ધર્મ પ્રાપ્તિને માટે જે કાંઇ સાધન અને યત્ન છે તે કેવળ નિષેધ-મુખ કાર્ય માત્ર છે-કેવળ પ્રતિબંધક દૂર કરી નાંખવાં અને આપણા પ્રાપ્ત થયેલા જન્મથી સ્વભાવ સિદ્ધ અધિકાર સ્વરૂપ પૂર્ણતાનાં દ્વાર ઉઘાડી નાંખવાં એજ છે. આજકાલ પ્રાચીન યોગીઓનો પરિણામવાદ, વર્તમાન કાળના જ્ઞાનાલોક દ્વારા અપેક્ષા કરતાં ઉત્તમ રૂપે આધુનિક વ્યાખ્યા સમજી શકાશે. પરંતુ યોગીઓની વ્યાખ્યા આધુનિક વ્યખ્યા કરતાં અતિ શ્રેષ્ઠ છે. આધુનિક વિદ્વાનો કહે છે કે પરિણામનાં બે કારણો છે. યૌનનિર્વાચન ( Sexual Selection ) અને યોગ્યતમનું ઉજ્જીવન (Survival of the fitest. )× પરંતુ એ બન્ને કારણો, સમ્પૂર્ણ પર્યાપ્તિ જણાતાં નથી. કલ્પના કરો કે માનવીય જ્ઞાન એટલે દરજ્જે ઉન્નતિ પામ્યું કેઃ શરીર ધારણ અને પતિ અથવા પત્ની પ્રાપ્ત કરવાના વિષયમાં પ્રતિયોગિતા દૂર થઈ ગઇ તો તેમ થવાથી આધુનિક વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે માનવીય ઉન્નતિ પ્રવાહ રોકાઇ

× ડાર્વિનના અભિપ્રાય પ્રમાણેઃ જગત્‌ની ક્રમોન્નતિ કેટલાક ચોક્કસ નિયમાધીનથી થાય છે. તેમાં યૌન-નિર્વાચન અને યોગ્યતાનું ઉજ્જીવન એજ મૂખ્ય છે. સર્વ જીવો પોતાને યોગ્ય એવો ભર્તા અને ભાર્યા પસંદ કરી લે છે અને જે યોગ્યતમ છે તેજ અંત પર્યંત જીવન ધારણ કરે છે. એ બન્ને શબ્દનો એજ અર્થ છે.

જશે અને જાતિનું મૃત્યુ થશે, અને એ મતનું એવું પરિણામ આવે કે: પ્રત્યેક અસાચારી મનુષ્ય, પોતાના વિવેકના તિરસ્કારમાંથી મુક્તિ પામવાની યુક્તિ પ્રાપ્ત કરે. વળી એવા મનુષ્યોનો અભાવ નથી કે જેઓ દાર્શનિકનું નામ ધારણ કરી જેટલા દુષ્ટ અને અનુ-પયુક્ત મનુષ્યોને મારી નાંખી (અવશ્ય, તેઓ જ માત્ર યોગ્ય-અયોગ્ય મનુષ્ય પસંદ કરનાર ન્યાયાધિશ બની શકે) મનુષ્ય જાતિનું રક્ષણ કરવા ચહાય. પરન્તુ પ્રાચીન પરિણામવાદી મહાપુરૂષ પતં-જલિએ કહ્યું છે કે: "પરિણામનું ખરૂં રહસ્ય તો એ છે કે: પ્રત્યેક મનુષ્યમાં પૂર્ણતાના જે અંશો વિદ્યમાન છે તેનો આવિર્ભાવ એજ છે." તેમણે કહ્યું છે કે: "એ પૂર્ણતાને, પોતાના પ્રકાશ-કાર્યમાં પ્રતિબન્ધકતા પ્રાપ્ત થઇ છે. આપણા અંતરમાં રહેલા એ પૂર્ણતા રૂપી અનન્ત તરંગો, પોતાને પ્રકટ કરવા માટે યત્ન કરી રહ્યા છે. આપણે નાના પ્રકારની પ્રતિયોગિતા અને પ્રતિદ્વન્દ્વિતા વગેરે કરીએ છીએ તે માત્ર આપણી અજ્ઞાનતાનું જ ફળ છે. તે દ્વાર કેવી રીતે ઉઘાડી દેવું અને જળને કેવી રીતે અંદર લાવવું તે આપણે જાણતા નથી માટે જ એમ થાય છે. આપણી પાછળ જે અનન્ત તરંગો વિદ્યમાન છે, તે પોતાને પ્રકટ કર્યા વિના કદી રહેશે જ નહિં. એજ સર્વ અભિવ્યક્તિનું કારણ છે, કેવળ જીવન ધારણ કરવું અથવા ઇન્દ્રિય ચરિતાર્થ કરવાનો યત્ન કરવો એજ અભિવ્યક્તિનું કારણ નથી. તેઓ વાસ્તવિક જોતાં ક્ષણિક, અનાવશ્યક, અને માત્ર બાહ્ય વ્યાપાર જ છે. તે અજ્ઞાન જનિત છે. સર્વ પ્રતિયોગિતા બંધ થવા છતાં પણ જ્યાં સુધી પ્રત્યેક મનુષ્ય પૂર્ણ નહિં થાય, ત્યાં સુધી આપણા અંતરમાં રહેલો પૂર્ણ-સ્વભાવ આપણને ક્રમશઃ અગ્રસર કરી ઉન્નતિને માર્ગે આકર્ષી જશે. એટલા માટે જ પ્રતિ-

યોગિનતા. ઉન્નતિને માટે આવશ્યક છે, એ કથન પ્રત્યે વિશ્વાસ રાખવા માટે કોઇ યુક્તિ હોય એવું સમજાતું નથી. પશુના અંતરમાં પણ મનુષ્ય ગૂઢ ભાવે વિદ્યમાન છે. અર્થાત્ તેમાંનું પ્રતિબન્ધક દૂર થાય કે તુરત જ મનુષ્ય પ્રકટ થાય છે. એજ પ્રમાણે મનુષ્યના અંતરમાં પણ દેવતાઓ ગૂઢભાવે નિશ્વાસ કરી રહ્યા છે ( અર્થાત્ દેવત્વ ગુપ્ત રીતે વિદ્યમાન છે.) પરંતુ માત્ર અજ્ઞાનતાના આગળા ભીડાઇ જવાથી ( અર્થાત્ અજ્ઞાનતાનો પરદો છવાઇ જવાથી ) તે સત્ય વસ્તુ-દેવત્વ પ્રકટ થવા દેતું નથી. જ્યારે જ્ઞાન એ આગળા પરદાને તોડી દૂર કરી દેછે ત્યારે જ તે દેવત્વ પ્રકટ થાય છે.

**निर्म्माणचित्तान्यस्मिता मात्रात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ:** યોગી માત્ર પોતાના અહંભાવ દ્વારાજ અનેક ચિત્તની સૃષ્ટિ રચી શકે છે.

વ્યાખ્યા: કર્મવાદનું તાત્પર્ય એ છે કે: આપણે આપણા સત્ અસત્ કર્મનાં ફળ ભોગવીએ છીએ, અને દર્શન શાસ્ત્રોનો મૂખ્ય ઉદ્દેશ્ય એ છે કે: મનુષ્યે પોતાનો મહિમા ( પોતે ) જાણવો. સર્વ શાસ્ત્રો માનવનો-આત્માનો મહિમા દર્શાવી રહ્યા છે અને તે સાથેજ કર્મવાદનો પ્રચાર કરે છે. શુભ કર્મનાં શુભ ફળ અને અશુભ કર્મનાં અશુભ ફળ થઇ શકે છે. પરન્તુ જો શુભ-અશુભ કર્મ આત્મા ઉપર પ્રભાવ વિસ્તારી શકે તો પછી આત્મા એ તો કંઇજ નથી. સત્ય જોતાં અશુભ કર્મ એ કેવળ પુરૂષ ( આત્મા) ના સ્વ સ્વરૂપ પ્રકાશ કાર્યમાં અટકાવ કરે છે, પરંતુ શુભ કર્મ એ કાર્યમાં પડતો અટકાવ દૂર કરી દે છે. ત્યારે જ પુરૂષ ( આત્મા ) નો મહિમા પ્રકટ થાય છે. તેમ છતાં પુરૂષ ( આત્મા ) પોતે કદી પણ પરિણામ પ્રાપ્ત થતો નથી. તમે ગમે તે કરો, તે તમારા મહિમાને-તમારા નિજ સ્વરૂપને

નષ્ટ કરી શકે એમ નથી. કારણ કેઃ કોઈપણ વસ્તુ આત્મા ઉપર કાર્ય કરી શકે એમ નથી. શુભ-અશુભ કર્મ દ્વારા માત્ર આત્મા ઉપર એક આવરણ છવાઇ તેની પૂર્ણતાને ઢાંકી રાખે છે એટલુંજ. (જેમ સૂર્ય સ્વયંપ્રકાશ-તેજપૂર્ણ છતાં તેના ઉપર કાળું વાદળું આવતાં તે માત્ર ઢંકાઈ જાય છે, પરંતુ તેનું તેજ-તેના ગુણ-ધર્મ ઓછાં થતાં નથી કિંવા લુપ્ત થઇ જતાં નથી. તેમ આત્મા પણ, અજ્ઞાનતા જનિત અશુભ કર્મનાં આવરણ દ્વારા માત્ર ઢંકાઇ રહે છે છતાં અંદરથી તો તે સ્વયંપ્રકાશ-પૂર્ણજ છે.

યોગી—મહાપુરૂષો ઉતાવળથી પોતાનાં કર્મો ક્ષય કરવા માટેજ આ શરીરરૂપી વ્યૂહ રચના કરે છે. સર્વ શરીરને માટેજ તેઓ પોતાની અસ્મિતા અથવા અહંતત્વ દ્વારા મનઃ સમૂહને સ્રજે છે. એ નિર્મિત ચિત્ત સમૂહને "નિર્માણ ચિત્ત" કહે છે.

**प्रवृत्ति भेदे प्रयोजकं चित्तमेकमनेकेषाम् ॥ ५ ॥**

**સૂત્રાર્થ:** જો કે ભિન્નભિન્ન સૃષ્ટ મનના કાર્ય નાના પ્રકારનાં હોય છે પરંતુ એક આદિ મનજ તે સર્વના નિયન્તા છે.

વ્યાખ્યાઃ એ ભિન્નભિન્ન મન કે જેઓ ભિન્નભિન્ન દેહમાં કાર્ય કરે છે તેમને નિર્મિત મન અને આ નિર્મિત શરીરોને નિર્મિત શરીર કહે છે. ભૂત અને મન એ બન્ને તો જાણે અખૂટ ભણ્ડાર ગૃહનાં જેવાં છે. તમે યોગી થશો (અથવા યોગ સાધના કરશો) તોજ તમને, એ સર્વનો જય કરવાનું રહસ્ય સમજાશે. પૂર્વે તમે તે સર્વ રહસ્ય સંપૂર્ણરૂપે જાણતા હતા પણ તે પછી તમે તેને ભૂલી ગયા છો. તમે યોગી થશો એટલે તે પૂર્વ સ્મૃતિ તમારા સ્મરણપટ ઉપર ઉદય પામશે. તે સમયે તમે તેના દ્વારા ઇચ્છાનુસાર કાર્ય કરી શકશો. જે વસ્તુઓ વડે આ બૃહત્ બ્રહ્માણ્ડની ઉત્પત્તિ

થઇ છે તેજ વસ્તુઓવડે આ નિર્મિત ચિત્તની રચના થઇ છે. મન અને (પંચમહા) ભૂત, એ પરસ્પર પૃથક પદાર્થ નથી. તેઓ એકજ પદાર્થની જૂદીજૂદી અવસ્થાઓ છે. અસ્મિતા એજ તેની રચનાની મૂળ વસ્તુ છે અને તેજ સૂક્ષ્મ વસ્તુ છે, કે જેમાંથી યોગીનું નિર્મિત ચિત્ત અને નિર્મિત્ત દેહ પ્રસ્તુત થાય છે. તેથી જ્યારે યોગી, પ્રકૃતિની એ શક્તિયોનું રહસ્ય જાણે છે ત્યારેજ તે અસ્મિતા નામક પદાર્થમાંથી ઇચ્છા હોય તેટલાં મન અને તેટલાં શરીર નિર્માણ કરી શકે છે.

**तत्र ध्यानजमनाशयम् ॥ ६ ॥**

**સૂત્રાર્થ:** ભિન્નભિન્ન પ્રકારના ચિત્તમાં જે ચિત્ત સમાધિદ્વારા રચાય છે તે (ચિત્ત) વાસના શૂન્ય છે.

વ્યાખ્યા: ભિન્ન ભિન્ન મનુષ્યોમાં આપણે ભિન્નભિન્ન પ્રકારનું મન જોઇ શકીએ છીએ. તેઓમાં જે મનને સમાધિ અવસ્થા પ્રાપ્ત થઇ છે, તેજ (મન) સર્વથી ઉચ્ચ છે. જે મનુષ્ય ઔષધ, મન્ત્ર અથવા તપસ્યાના બળથી કેટલાક પ્રકારની શક્તિયો પ્રાપ્ત કરે છે તેમનામાં વાસના હોય છે જ. પરંતુ જે મનુષ્ય યોગ સાધનદ્વારા સમાધિ પ્રાપ્ત કરે છે તે વ્યક્તિ જ કેવળ સર્વ વાસનાઓથી મુક્ત થઇ શકે છે.

**कर्माशुक्लकृष्णं योगिनस्त्रिविध मितरेषाम् ॥ ७ ॥**

**સૂત્રાર્થ:** યોગીઓનાં કર્મો એ કૃષ્ણ પણ નથી, શુક્લ પણ નથી. કિન્તુ અન્ય મનુષ્યોને માટે કર્મ ત્રણ પ્રકારનાં છે, અર્થાત્ શુક્લ, કૃષ્ણ અને મિશ્ર.

વ્યાખ્યા: જ્યારે યોગી એ પ્રકારની પૂર્ણતા પ્રાપ્ત કરે છે ત્યારે તેનાં કાર્ય અને એ કાર્ય દ્વારા ઉત્પન્ન થતાં કર્મફળ તેને બંધન

કર્તા થતાં નથી. કારણ કેઃ તેમાં વાસનાનો સ્પર્શ નથી. તેઓ કેવળ કર્મ કરી જાય છે. તેઓ કેવળ અન્ય જનોના હિતને માટે કર્મ કરે છે. અન્યજનો પ્રત્યે ઉપકાર કરે છે, તેમ છતાં તેઓ ફળની આકાંક્ષા રાખતા નથી. તેથી તેઓ તેના કર્મ-ફળના ભોક્તા થતા નથી. પરંતુ સાધારણ મનુષ્યો કેઃ જેઓ એવી સર્વથી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરી શક્યા નથી તેમને માટે કર્મ ત્રણ પ્રકારનાં છે. (૧) કૃષ્ણ ( અસત્ કાર્ય ) ( ૨ ) શુક્લ ( સત્ કાર્ય. ) અને મિશ્ર. ( અસત્-સત્ બન્ને સહિત. )

**ततस्तद्विपाकानुगुणानामे वाभि व्यक्ति र्वासना-नाम् ॥ ८ ॥**

**सूत्रार्थः** એ ત્રણ પ્રકારનાં કર્મમાંથી કેવળ તેજ વાસનાઓ પ્રકટ થાય છે કેઃ જે તેજ અવસ્થામાં પ્રકટ થવા યોગ્ય છે. (બીજી વાસનાઓ અમુક સમયને માટે ગુપ્ત ભાવે રહે છે. )

વ્યાખ્યાઃ કલ્પના કરો કે મ્હેં, સત્, અસત્, અને મિશ્રિત એવાં ત્રણ પ્રકારનાં કર્મ કર્યાં ત્યાર પછી મ્હારૂં મૃત્યુ થયું. હું સ્વર્ગમાં દેવતા થયો. મનુષ્યદેહની વાસના અને દેવદેહની વાસના એ બન્ને એક પ્રકારની નથી. દેવતાનું શરીર ભોજન-પાન વગેરે કંઇ પણ કરતું નથી. તેમ થવાથી આત્માની પૂર્વની અભુક્ત ( નહિં ભોગવેલી ) કર્મ, આહાર અને પાનની વાસના સૃજન થઇ રહી છે તે ક્યાં જાય? જો હું દેવતા બનું તો પણ તે કર્મ ક્યાં જાય? એનો ઉપાય એ છે કેઃ વાસના એ યોગ્ય અવસ્થા અને ક્ષેત્ર પ્રાપ્ત થતાંજ પ્રકટ થાય છે. જે વાસનાઓને પ્રકટ થવાની યોગ્ય અવસ્થા પ્રાપ્ત થઇ છે તેજ કેવળ પ્રકટ થશે, અને બાકી રહેલી વાસનાઓ ( યોગ્ય અવસ્થા અને ક્ષેત્રને અભાવે ) સંચિત થઇ રહેશે. આ

જીવનમાંજ આપણામાં અનેક દેવને ઉચિત, અનેક મનુષ્યને ઉચિત અને અનેક પશુઓને ઉચિત એવી વાસનાઓ વિદ્યમાન છે. જો આપણે દેવ-દેહ ધારણ કરીએ. તો કેવળ શુભ વાસનાઓજ પ્રકટ થશે, કારણકે તે પ્રકટ થવા માટે યોગ્ય અવસર આવી પહોંચ્યો છે. જો આપણે પશુદેહ ધારણ કરીશું તો તેમ થવાથી કેવળ પાશવ-વાસનાઓજ પ્રકટ થશે. તે સમયે શુભ-વાસનાઓ માત્ર અપેક્ષા કરતી બેસી રહેશે. એ ઉપરથી શું સમજાય છે ? એ ઉપરથી સમજી શકાય છે કે: બાહ્ય ઉપયુક્ત અવસ્થા પ્રાપ્ત થતાં વાસનાઓને પણ દમન કરી શકાય છે. કેવળ જે કર્મો તે અવસ્થાને ઉપયોગી છે તેજ પ્રકટ થશે. એ ઉપરથી સ્પષ્ટ રીતે સાબિત થઇ શકે છે કે: બહારની અનુકૂળ અવસ્થા, કર્મને પણ દમન કરી શકે છે.

**जाति देशकाल व्यवहिता नामप्यानन्तर्यं**
**स्मृति संस्कारयोरेक रूपत्वात् ॥ ९ ॥**

**સૂત્રાર્થ**: સ્મૃતિ અને સંસ્કાર એ એક રૂપ હોવાથી જાતિ, દેશ અને કાલ વ્યવહિત ( દૂર ) હોવા છતાં વાસનામાં અન્તર પડશે નહિં ( અર્થાત્ તે નજીકજ છે એમ સમજવું. )

વ્યાખ્યા: સર્વે અનુભવ સૂક્ષ્મ આકાર ધારણ કરી સંસ્કારના રૂપમાં બદલાય છે. તેઓ જ્યારે જાગ્રત થાય છે ત્યારે તેને જ સ્મૃતિ કહેવામાં આવે છે. આ સ્થળે સ્મૃતિ એટલે વર્તમાન જ્ઞાનકૃત કર્મ સાથે સંસ્કાર રૂપે બદલાયલા પૂર્વે અનુભવોનો પરસ્પર અજ્ઞાન સહકૃત સંબન્ધ પણ સમજવો. પ્રત્યેક દેહમાં, તે જાતીય દેહમાં પ્રાપ્ત જે સંસ્કાર સમષ્ટિ, તેજ કેવળ તે દેહમાં કર્મનું કારણ થઇ પડશે. ભિન્ન જાતિય દેહના સંસ્કારો તે સમયે ( ગુપ્તરૂપે ) સંચિત થઇ રહેશે. પ્રત્યેક શરીર, તે સજાતીય કેટલાક શરીરના ભવિષ્ય વંશજ

રૂપે કાર્ય કરશે. એ પ્રમાણે વાસનાનું પૌર્વાપર્ય નષ્ટ થતું નથી.

**तासामनादित्वंचाशिषो नित्यत्वात् ॥ १० ॥**

**સૂત્રાર્થ:** સુખની વાસના નિત્ય હોવાથી વાસના પણ અનાદિ છે.

વ્યાખ્યા: આપણે જે કાંઇ અનુભવ લઇએ છીએ અથવા ભોગવીએ છીએ તે સુખી થવાની ઇચ્છામાંથી જન્મ પામે છે. એ ભોગનો આદિ નથી, કારણ કે, પ્રત્યેક નૂતન ભોગ, પૂર્વ ભોગ દ્વારા આપણા ચિત્તમાં જે એક પ્રકારની વિશેષ ગતિ ઉત્પન્ન થઇ છે તેના ઉપર સ્થપાયલો છે. તેથી જ વાસના અનાદિ છે.

**हेतुफलाश्रयालम्बनैः संगृहीतत्वा देषाम भावे तदभावः ॥११॥**

**સૂત્રાર્થ:** વાસનાઓ હેતુ, ફલ, આશ્રય–આધાર–અને તેનો વિષય, એ સર્વ સાથે મિશ્રિત હોવાથી એમના અભાવ સાથે જ વાસનાનો પણ અભાવ થાય છે.

વ્યાખ્યા: વાસનાઓ કાર્ય કારણ સૂત્રમાં ગુંથાયલી છે. મનમાં કોઇ પણ વાસના ઉત્પન્ન થતાં તે તેનું ફળ ઉત્પન્ન કર્યા સિવાય નષ્ટ થતી નથી. વળી મન એ સર્વ પ્રાચીન વાસનાઓનો આધાર–આશ્રય મહાન્ ભાણ્ડાર સ્વરૂપ છે. એ વાસના સમૂહ, સંસ્કારનો આકાર ધારણ કરી રહ્યો છે. તેમનું કાર્ય જેટલી ક્ષણ પર્યંત પૂર્ણ થતું નથી ત્યાં સુધી તેમનો વિનાશ થતો નથી, વળી **જ્યાં સુધી ઇન્દ્રિયો બાહ્ય વસ્તુ ગ્રહણ કરશે ત્યાં સુધી નૂતન નૂતન વાસના ઉત્પન્ન થશે. જો એ ( ઇન્દ્રિયો )ના હસ્તમાંથી આપણે મુક્ત થઇ શકીએ તોજ વાસનાઓનો વિનાશ થઇ શકે.** ( વાસનાના વિનાશ સિવાય મુક્તિની આશા વ્યર્થ સમજવી. )

**अतीतानागतं स्वरूपतोऽस्त्यध्वभेदाद्धर्माणम् ॥ १२ ॥**

**સૂત્રાર્થ:** વસ્તુઓના સર્વ ધર્મ ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરીને જ એક સમુદાય થયો છે તેથી અતીત અને ભવિષ્યત્, વાસ્તવિક તેમના સ્વરૂપમાં જ અવસ્થિત છે.

**તે વ્યક્તસૂક્ષ્મગુણાત્માનઃ ॥ ૧૩ ॥**

**સૂત્રાર્થ:** તેઓ ક્વચિત્ વ્યક્ત થાય છે અને ક્વચિત્ સૂક્ષ્મ અવસ્થામાં ગમન કરે છે અને ગુણ એજ તેમનો આત્મા અર્થાત્ સ્વરૂપ છે.

વ્યાખ્યા: ગુણ એટલે સત્વ, રજઃ અને તમઃ, એ ત્રણ પદાર્થ સમજવા, એમની સ્થુળ અવસ્થા એજ આ પરિદૃષ્યમાન્ જગત્ છે. ભૂત અને ભવિષ્યત્ એ કેટલાક ગુણોના ભિન્ન ભિન્ન પ્રકાશથી જ ઉત્પન્ન થાય છે.

**પરિણામૈકત્વાદ્વસ્તુ તત્ત્વમ્ ॥ ૧૪ ॥**

**સૂત્રાર્થ:** પરિણામમાં પણ એકત્વ જોવામાં આવે છે. તેથી વસ્તુતત્વ વાસ્તવિક રીતે એકજ છે. જો કે વસ્તુઓ ત્રણ છે, તથાપિ તેના પરિણામોમાં પરસ્પર એક સંબંધ હોવાથી સર્વ વસ્તુઓમાં એકત્વ છે એમ સમજવું.

**વસ્તુ સામ્યેઽપિ ચિત્તભેદાત્તયોર્વિવિક્તઃ પન્થાઃ ॥ ૧૬ ॥**

**સૂત્રાર્થ:** વસ્તુ એક હોવા છતાં પણ ચિત્ત ભિન્ન ભિન્ન હોવાથી ભિન્ન ભિન્ન રૂપ વાસના અને અનુભવ થાય છે.

**તદુપરાગાપેક્ષત્વાચ્ચિત્તસ્ય વસ્તુજ્ઞાતા જ્ઞાતમ્ ॥ ૧૬॥**

**સૂત્રાર્થ:** ચિત્તમાં વસ્તુનું પ્રતિબિમ્બ પડવાની અપેક્ષા હોવાથી વસ્તુ ક્વચિત્ જ્ઞાત અને ક્વચિત્ અજ્ઞાત રહે છે.

**સદાજ્ઞાતાશ્ચિત્ત વૃત્તયસ્તત્ પ્રભોઃ**

**पुरुषस्यापरिणामित्वात् ॥ १७ ॥**

**સૂત્રાર્થ:** ચિત્તવૃત્તિઓ સર્વદા જાણવામાં આવે છે કારણ કે: તેમનો પ્રભુ પુરૂષ (આત્મા) અપરિણામી છે.

વ્યાખ્યા: અત્યાર સુધી જે મતવાદ સંબંધી કથવામાં આવે છે તેનો સંક્ષિપ્ત સાર એજ છે કે: જગત્ એ મનોમય અને ભૌતિક, એ ઉભય પ્રકારનું છે. વળી એ મનોમય અને ભૌતિક જગત્ સર્વદા જાણે પ્રવાહના આકારમાં વહન થઇ રહ્યું છે. આ પુસ્તક તે શું છે? એ તો નિત્ય પરિવર્તનશીલ કેટલાંક પરમાણુઓની માત્ર સમષ્ટિજ છે. કેટલાંક બહાર જાય છે અને કેટલાંક અંદર આવે છે તે એક કુંડાળા જેવું છે. પરંતુ તાત્પર્ય એ છે કે: એમ હોવા છતાં એવું એકત્વ જ્ઞાન પ્રાપ્ત થાય છે ક્યાંથી? આ પુસ્તક છે એવું શી રીતે જાણ્યું? એનું કારણ એ છે કે: એનું પરિણામ વારંવાર થયા કરે છે, અને વારંવાર તેઓ આપણા મન ઉપર તેમનો પ્રભાવ પ્રેરણ કરે છે. જો કે તેના ભિન્ન ભિન્ન અંશ સદા પરિવર્તનશીલ છે. તથાપિ તેઓજ એકત્ર થઇ એક અવિચ્છિન્ન ચિત્રનું જ્ઞાન ઉત્પન્ન કરે છે. મન પણ એ પ્રમાણે સદા પરિવર્તન-શીલ છે. મન અને શરીર એ બન્ને જાણે ભિન્ન ભિન્ન વેગપૂર્વક ભ્રમણશીલ એકજ પદાર્થની માત્ર બે ભૂમિકાજ છે. તેમની તૂલના કરતાં જણાય છે કે: તેમાંની એકની ગતિ મૃદુ (ધીમી) અને બીજીની અતિ વેગવાન્ હોવાથી અવશ્ય આપણે તે બન્ને ગતિનું પાર્થક્ય અનાયાસે કરી શકીએ એમ છે. જેમકે: એકટ્રેન ચાલી રહી છે અને બીજી એક ગાડી ધીમે ધીમે તેની બાજુમાંજ ચાલે છે. એ બન્નેની ગતિનો નિર્ણય થઇ શકે ખરો તો પણ એક અન્ય પદાર્થની આવશ્યકતા છે. એક નિશ્ચય વસ્તુ હોય તો ગતિનો અનુભવ થઈ શકે. તોપણ જ્યારે બે ત્રણ

વસ્તુઓ ગતિશીલ થાય છે ત્યારે આપણે પ્રથમ અતિ વેગવાળી વસ્તુની અને અન્તે બહુજ ધીમે ગમન કરતી વસ્તુની ગતિનો અનુભવ કરીએ છીએ. મનને તેનો શી રીતે અનુભવ થાય? તે તો નિયમિત ગતિશીલ છે. તેથી બીજી એક વસ્તુનું પ્રયોજન છે, કે જે અતિ મૃદુરૂપે ગતિશીલ હોય અને તે પછી તેના કરતાં પણ અતિ મૃદુ (ધીમે) અને તે પછી એના કરતાં પણ મૃદુ, એ પ્રમાણે ચાલતાં ચાલતાં એનો અન્ત જ જણાતો નથી. તેથી યુક્તિ તમને એક સ્થળે ચુપ થવાની ફરજ પાડશે. અપરિવર્તનશીલ કોઈ વસ્તુનો પરિચય પ્રાપ્ત કરી તમારે એ અનન્ત શ્રેણીનો અંત લાવવોજ પડશે. એ અશેષ ગતિ શૃંખલાઓની પાછળ અપરિણામી, અવર્ણ, શુદ્ધસ્વરૂપ પુરુષ (આત્મા) વિદ્યમાન છે. જેમ કે મેજિનેલેન્ટમાંથી પ્રકાશનાં કિરણો નિકળી શ્વેત વસ્ત્રના કટકા (પરદા) ઉપર પ્રતિબિંબિત થાય છે અને પછી તે વસ્ત્રના કટકા ઉપર સેંકડો ચિત્રો ઉત્પન્ન કરે છે, છતાં તે તે (વસ્ત્ર)ને કોઇ પ્રકારે ડાઘા પાડતું નથી. તેજ પ્રમાણે વિષયોની અનુભૂતિથી ઉત્પન્ન થયેલા સંસ્કારો કેવલ માત્ર તેના ઉપર પ્રતિબિમ્બિત થાય છે એટલુંજ.

**न तत् स्वाभासं दृश्यत्वात् ॥ १८ ॥**

સૂત્રાર્થઃ—મન દૃષ્ય છે ખરૂં પરંતુ તે સ્વયં પ્રકાશ નથી.

વ્યાખ્યાઃ પ્રકૃતિના સર્વ દૃશ્યોમાં મહાશક્તિનો વિકાશ જોવામાં આવે છે, પરંતુ જાણે કોઇ અમને કહે છે કે; એ તેનો સ્વપ્રકાશ નથી. સ્વાભાવિક રીતેજ તે ચૈતન્ય સ્વરૂપ નથી. પુરુષ એજ કેવળ સ્વપ્રકાશ છે. એજ પ્રત્યેક વસ્તુમાં પોતાની જ્યોતિ વિસ્તારે છે. એનીજ શક્તિ (પંચમહા) ભૂત અને સર્વ શક્તિયોના અંતરમાં પ્રકટ થઈ રહી છે.

**एक समये चोभयानव धारणम् ॥ १९ ॥**

સૂત્રાર્થ: એક સમયે બે વસ્તુનું જ્ઞાન થઈ શકતું નથી તેથી જ મન એ સ્વપ્રકાશ નથી.

વ્યાખ્યા: મન જો સ્વપ્રકાશ હોત તો એક-સમયેજ તેને સર્વ વસ્તુ-સ્થિતિનો અનુભવ થઇ શકત, પરંતુ તેમ થઇ શકતું નથી. જો એક વસ્તુમાં સારી પેઠે મન પરોવો તો બીજી વસ્તુમાં તેવીજ રીતે મન પરોવી શકશો નહિ. જો મન સ્વપ્રકાશ હોત તો તેને એકી વખતે કેટલીએ વસ્તુનું જ્ઞાન થાત તેની સીમા નથી. પરંતુ પુરૂષ એક ક્ષણુમાં સર્વનો અનુભવ કરી શકે છે, તેથીજ પુરૂષ (આત્મા) સ્વપ્રકાશ છે. (યોગી મહાત્માઓ એકી વખતે અનેક વસ્તુઓ જાણી શકે છે અર્થાત્ તેમના આત્મા ઉપરથી અનેક માયા-આવરણ દૂર થઇ ગયાં છે અને તેથી તેમનો આત્મા-સ્વપ્રકાશ રૂપેજ રહે છે. જે મનુષ્ય યોગાભ્યાસ દ્વારા આત્માના આવરણો દૂર કરી શકે તે સ્વપ્રકાશ થઇ શકે.)

**चित्तान्तरदृष्ये बुद्धे बुद्धि रति प्रसंगः स्मृति संकरश्च ॥२०॥**

સૂત્રાર્થ: જો કલ્પના કરવામાં આવે કે એક બીજું ચિત્ત, આપણા ચિત્તને પ્રકટ કરે છે તો એવી કલ્પનાઓનો અંત આવશે નહિ, અને સ્મૃત્તિમાં ગડબડ થઇ જશે.

વ્યાખ્યા: કલ્પના કરો કે: એક બીજું મન પણ છે. તેને પ્રથમના મનનો અનુભવ થાય છે. તેમ થવાથી બીજા એક એવા મનની પણ આવશ્યકતા છે કે જે વળી તેનો અનુભવ કરી શકે. એમ થવાથી તેનો કંઇ પણ અંત આવશે નહિ. એમ થવાથી સ્મૃતિમાં પણ સંકરતા ઉત્પન્ન થશે; કારણકે: સ્મૃતિનો કોઇ ચોક્કસ ભંડાર રહેશે નહિ.

**चितेर प्रतिसंक्रमाया स्तदाकारापत्तौ स्वबुद्धि संवेदनम्॥२१॥**

**સૂત્રાર્થ:** ચિત્ એ અપરિણામી છે. મન જ્યારે તેનો આકાર ધારણ કરે છે ત્યારેજ તે જ્ઞાનમય થઇ જાય છે.

વ્યાખ્યા: જ્ઞાન એ પ્રકૃતિનો ધર્મ નથી, એવું આપણને સ્પષ્ટ રૂપે સમજાવવા માટેજ પતંજલિ ઋષિયે એ સિદ્ધાંત જણાવ્યો છે. જ્યારે મન પુરૂષ ( આત્મા ) ની નજીક થાય છે, ત્યારે પુરૂષ મન ઉપર પ્રતિબિમ્બિત થવાથી મન થોડી ક્ષણ જ્ઞાનવાન્ થાય છે, અને જાણે તે (મન) જ પુરૂષ હોય એવું ભાન થાય છે.

**द्रष्टृ दृश्योपरक्तं चित्तं सर्वार्थम् ॥ २२ ॥**

**સૂત્રાર્થ:** જ્યારે મન દ્રષ્ટા અને દૃષ્ય, ઉભયદ્વારા સંબદ્ધ થાય છે ત્યારે તે સર્વ પ્રકારના અર્થને પ્રકટ કરે છે.

વ્યાખ્યા: એક તરફથી દૃષ્ય અર્થાત્ બાહ્ય જગત્ મન ઉપર પ્રતિબિમ્બિત થાય છે. બીજી તરફથી દ્રષ્ટા અર્થાત્ પુરૂષ તેના ઉપર પ્રતિબિમ્બિત થાય છે, એમ થવાથીજ મનમાં, જ્ઞાન પ્રાપ્ત કરવાની સર્વ શક્તિ ઉદય પામે છે.

**तदसंख्येय वासनाभिश्चित्रमपि परार्थं संहत्य कारित्वात् ॥ २६ ॥**

**સૂત્રાર્થ:** મન એ અસંખ્ય વાસનાદ્વારા વિચિત્ર થયલું હોવા છતાં મિશ્ર પદાર્થ રૂપે પારકાને માટે અર્થાત્ પુરૂષને માટે કાર્ય કરે છે.

વ્યાખ્યા: મન એ નાના પ્રકારના પદાર્થોની સમષ્ટિ સ્વરૂપ છે, તેથી તે પોતાને માટે કાર્ય કરી શકતું નથી. આ જગત્માં જેટલા મિશ્ર પદાર્થો છે તે સર્વનું પ્રયોજન પારકાને માટે-એવી કોઇ એક ત્રીજી વસ્તુને માટે-છે કે જેને માટે એ પદાર્થ એ રૂપેજ મિશ્રિત થયો

છે. એટલે મન પણ નાના પ્રકારની વસ્તુના મિશ્રણથી ઉત્પન્ન થયું છે તે કેવળ પુરૂષ ( આત્મા ) ને માટેજ.

**विशेष दर्शिनः आत्मभात्र भावना विनिवृत्तिः ॥ २४॥**

**સૂત્રાર્થ:** વિશેષદર્શી અર્થાત્ વિવેકી પુરૂષના મનમાં આત્મ-ભાવ નિવૃત્ત થઈ જાય છે.

વ્યાખ્યા: વિવેકના બળથી યોગી–મહાપુરૂષો જાણી શકે છે કે: પુરૂષ એ મન નથી.

**तदा विवेक निम्नं कैवल्य प्राग्भावं चित्तम् ॥ २५ ॥**

**સૂત્રાર્થ:** એ સમયે ચિત્ત વિવેક–પ્રવણ થઇ કૈવલ્યનાં પૂર્વ લક્ષણો પ્રાપ્ત કરે છે.

વ્યાખ્યા: એવા પ્રકારના યોગાભ્યાસદ્વારા વિવેકશક્તિરૂપી દ્રષ્ટિની શુદ્ધતા પ્રાપ્ત થઈ શકે છે. આપણી દ્રષ્ટિ ઉપરથી આવરણ દૂર થઇ જાય છે. તે સમયે આપણે વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણી શકીએ છીએ કે: પ્રકૃતિ એ એક મિશ્ર પદાર્થ છે. તે તો સાક્ષિ સ્વરૂપ પુરૂષને આ સર્વ વિચિત્ર ( જગત્ રૂપે ) દ્રષ્ય દર્શાવી રહી છે. તે સમયે આપણે સમજી શકીએ છીએ કે: પ્રકૃતિ એ ઇશ્વિર નથી. પ્રકૃતિની સર્વ વિકૃતિ કેવળ આપણા સિંહાસનમાં બિરાજેલા રાજા–પુરૂષ–આત્માને આ સર્વ દૃષ્ય (જગત્) બતાવવા માટે જ છે, જ્યારે દીર્ઘકાલના અભ્યાસદ્વારા મનુષ્યના મનમાં વિવેક ઉદય પામે છે. ત્યારે ભ્રમ ચાલ્યો જાય છે અને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે.

**तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः ॥ २६ ॥**

**સૂત્રાર્થ:** એ અવસ્થામાં પ્રસંગોપાત્ સંસ્કારદ્વારા અનેક પ્રકારનું–વિવિધ–જ્ઞાન ઉત્પન્ન થાય છે.

વ્યાખ્યા: આપણને સુખી કરવા માટે કોઇ બાહ્ય વસ્તુની

આવશ્યકતા છે, એવો વિશ્વાસ આપણી સર્વ ભાવનાઓમાંથી ઉદય પામે છે, તેજ સિદ્ધિ-પ્રાપ્તિના કાર્યમાં વિઘ્ન સ્વરૂપ છે. પુરૂષ(આત્મા) એ સ્વાભાવિક રીતે જ સુખ અને આનન્દ સ્વરૂપ છે. પૂર્વ સંસ્કાર દ્વારા એવું જ્ઞાન ઢંકાઈ રહ્યું છે. એ પૂર્વ સંસ્કારોનો ક્ષય થવો જોઇએ.

**हानमेषां क्लेशवदुक्तम् ॥ २७ ॥**

**સૂત્રાર્થ:** જે ઉપાય દ્વારા સર્વ પ્રકારના ક્લેશનો નાશ કરવાના ઉપાય દર્શાવ્યા છે તેજ ઉપાયો દ્વારા એ (પૂર્વ સંસ્કારો) નો નાશ કરી શકાય છે.

**प्रसंख्यानेऽप्य कुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्म-मेघ समाधिः ॥ २८ ॥**

**સૂત્રાર્થ:** વિવેક-જ્ઞાનજનિત ઐશ્વર્ય પ્રત્યે પણ જેઓ સ્પૃહા વગરના થાય છે તેમને સર્વ પ્રકારનું વિવેક-જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે સમયે જ તે (યોગ-સાધક) ને ધર્મ-મેઘ નામક સમાધિ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

**વ્યાખ્યા:** જ્યારે યોગીને એવું વિવેક-જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે પૂર્વ અધ્યાયમાં કથવામાં આવી છે તેવી (અદ્દભુત-અલૌકિક-દૈવી) શક્તિયો ઉદય પામે છે પરંતુ સાચો યોગી, એ શક્તિયો (સિદ્ધિયો)નો ત્યાગ કરે છે. એ સમયે તે યોગીના અંતરમાં ધર્મ મેઘ નામક એક વિશેષ પ્રકારનું જ્ઞાન, એક વિશેષ પ્રકારનો પ્રકાશ ઉદય પામે છે. ઇતિહાસમાં અનેક ધર્માચાર્યનું વર્ણન પ્રકટ થયું છે તે સર્વે, એવી ધર્મમેઘ સમાધિ સમ્પન્ન હતા. તેમણે પોતાના અંતરમાં જ જ્ઞાનના મૂળ ઉત્પન્ન થયેલાં અનુભવ્યાં હતાં, સત્ય તેમના સમક્ષ અતિ સ્પષ્ટરૂપે પ્રકટ થયું હતું. પૂર્વોક્ત શક્તિયોનું અભિમાન ત્યાગ કરવાથી શાન્તિ, વિનય, અને પૂર્ણ પવિત્રતા, એ તેમને માટે સ્વાભાવિક થઇ પડયું હતું અર્થાત્ એ વડે જ તેઓ પૂર્ણ હતા.

**ततः क्लेशकर्म निवृत्तिः ॥ २९ ॥**

**સૂત્રાર્થ:** તેમ થવાથી ક્લેશ અને કર્મ નિવૃત્ત થઇ જાય છે.

વ્યાખ્યા: જ્યારે ધર્મમેઘ નામક સમાધિ–સ્થિતિ ઉત્પન્ન થાય છે ત્યારે પછી પતન થવાની શંકા રહેતી નથી. પછી તે યોગી કોઈ પણ પ્રકારે અધોગતિની દિશામાં આકર્ષાતા નથી, અને તેને કોઇ પ્રકારનું કષ્ટ પણ થતું નથી.

**तदा सर्वावरण मलापेतस्य ज्ञानस्यानन्त्याज्ज्ञेयमल्पम् ॥ ३० ॥**

**સૂત્રાર્થ:** તે સમયે જ્ઞાન, સર્વ પ્રકારનાં આવરણ અને અશુદ્ધિ શૂન્ય થવાથી અનન્ત થઈ જાય છે. તેથી જ્ઞેય પણ અલ્પ થઈ જાય છે.

વ્યાખ્યા: જ્ઞાન તો અંતરમાં નિવસી રહ્યું છે. માત્ર તેનું આવરણ દૂર થઈ જાય છે એટલું જ. કોઇ એક બૌદ્ધ શાસ્ત્રમાં "બુદ્ધ" (એ એક અવસ્થા સૂચક છે) કહે તો શું સમજી શકાય તેનું સંક્ષેપમાં વર્ણન કરતાં કહ્યું છે કે: એમાં બુદ્ધ શબ્દ દ્વારા અનન્ત આકાશની પેઠે અનન્ત જ્ઞાનને દર્શાવ્યું છે. ઇસુ એ અવસ્થા પ્રાપ્ત કરી ખ્રીસ્ત થયો હતો. તમે સર્વે જ્યારે એ અવસ્થા પ્રાપ્ત કરશો ત્યારે તમારૂં જ્ઞાન અનન્ત થઇ જશે. એટલે જ્ઞેય અલ્પ થઈ જશે. આ સર્વ જગત્, તેની સર્વ પ્રકારની જ્ઞેય વસ્તુ સહિત પુરૂષ (આત્મા) સમક્ષ શૂન્ય રૂપે જણાશે. સાધારણ મનુષ્યો પોતાને અતિ ક્ષુદ્ર સમજે છે, કારણ કે, તેઓ જ્ઞેય વસ્તુને અનન્ત સમજે છે.

**ततः कृतार्थानां परिणामक्रम समाप्तिर्गुणानाम् ॥ ३१ ॥**

**સૂત્રાર્થ:** જ્યારે સત્વ, રજ, તમઃ એ (ત્રણ) ગુણનું કાર્ય પૂર્ણ થઈ જાય છે, ત્યારે એ ત્રણ ગુણનું જે ભિન્ન ભિન્ન પરિણામ ઉત્પન્ન થાય છે તે પણ પૂર્ણ થઇ જાય છે. (અર્થાત્ તેનો અંત આવી જાય છે.)

વ્યાખ્યા: ( ત્રણ ) ગુણનું જૂદું જૂદું પરિણામ–કે જે દ્વારા એક જાતિ બીજી એક જાતિના રૂપમાં બદલાઇ જાય છે, તે તદ્દન બંધ થઇ જાય છે.

**क्षण प्रतियोगी [illegible] ग्राह्यः क्रमः ॥ ३२ ॥**

**સૂત્રાર્થ:** જે સર્વ પરિણામ ક્ષણ અર્થાત્ એક મુહૂર્તના સંબંધ માટે અવસ્થિત છે અને જે એક શ્રેણીને બીજે છેડે ગયાથી સમજી શકાય છે તેનું નામ ક્રમ છે.

વ્યાખ્યા: પતંજલિ ઋષિ આ સ્થળે ક્રમ એટલે જે પરિણામ, ક્ષણકાલના સંબંધથી સંધાયલાં છે તેજ જણાવે છે. આપણે વિચાર કરીએ છીએ એમાં કેટલી ક્ષણ વીતી ગઇ ! એ પ્રત્યેક ક્ષણ સાથે જ ભાવનામાં પરિવર્તન થાય છે. પરંતુ આપણે એ સર્વ પરિણામને એક શ્રેણીને અન્તે ( અર્થાત્ અનેક પરિણામ–શ્રેણી પછી ) ગ્રહણ કરી શકીએ છીએ. તેથી સમયનો અનુભવ સર્વદા આપણી સ્મૃતિમાં રહે છે. એને જ ક્રમ કહે છે. પરંતુ જેનું મન સર્વવ્યાપક થઈ ગયું છે, તેને માટે એ સર્વ વ્યતીત થઇ ગયું છે. તેમને માટે સર્વ વર્તમાન જેવું થઈ ગયેલું હોય છે. કેવળ વર્તમાનજ તેમના સમક્ષ ઉપસ્થિત થયેલું હોય છે. ભૂત અને ભવિષ્ય તેમના જ્ઞાનમાંથી તદન લોપ પામેલું હોય છે. એ સમયે તેઓ કાળનો જય કરે છે અને સર્વજ્ઞાન તેમની સમીપ એક ક્ષણમાં ઉપસ્થિત થાય છે. સર્વ તેમની સમીપ વિદ્યુતની પેઠે પ્રકાશિત થઈ રહે છે.

**पुरुषार्थ शून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं स्वरूप प्रतिष्ठावा चिति शक्तेरिति ॥ ३३ ॥**

**સૂત્રાર્થ:** જ્યારે ( ત્રણ ) ગુણ પુરૂષ ( આત્મા ) ના કોઇ કાર્યમાં ઉપયોગી થઈ પડતા નથી, ત્યારે તેઓ પ્રતિલોમ ક્રમ પૂર્વક

લય પ્રાપ્ત થાય છે. એજ કૈવલ્ય અથવા એને ચિત્ત શક્તિની સ્વરૂપ-પ્રતિષ્ઠા કહી શકાય છે.

વ્યાખ્યા: પ્રકૃતિનું કાર્ય બંધ થઇ ગયું. આપણી પરમ કલ્યાણ-મયી, ધાત્રી પ્રકૃતિએ સ્વેચ્છાપૂર્વક, જે નિઃસ્વાર્થ કાર્ય પોતાને મસ્તકે ધારણ કર્યું હતું તે બંધ થયું. તેણે આત્મ-ભાન ભૂલેલા જીવાત્માને જગત્‌માં જેટલા પ્રકારના વિષય-ભોગ હતા તે સર્વ ધીમે ધીમે ભોગવાયા, પ્રકૃતિના જેટલા પ્રકારના વિકાર હતા તે સર્વ દર્શાવી દીધા. ધીમે ધીમે તે (જીવાત્મા) ને નાના પ્રકારના શરીરના મધ્યમાં લઇ જઇને તેણે અતિ ઉચ્ચ ભૂમિકા પ્રત્યે લઇ જઇ સ્થિત કરવા માંડયો. અંતે આત્મા, પોતાનો-વિસ્મૃત મહિમા પુનઃ જાણી શક્યો. પોતાનું નિજ (આત્મ) સ્વરૂપ પુનઃ તેના સ્મરણપટ ઉપર ઉદય પામ્યું. તે સમયે કરૂણામયી પ્રકૃતિ-જનની જે માર્ગ દ્વારા આવી હતી તેજ માર્ગે થઇને પાછી ચાલી ગઇ. તેણે ત્યાંથી જઇને જીવનના માર્ગ ચિન્હ-વિહીન મરૂભૂમિમાં જેઓ ભટકતા હતા તેમને સત્‌ માર્ગ દર્શાવવાનો ઉદ્યોગ આરંભ્યો. એ પ્રમાણે તે અનાદિ, અનન્ત કાલ પર્યંત કાર્ય કરી રહી છે. એ પ્રમાણેજ સુખ દુઃખના મધ્યમાં થઇને, અને સારા-નરસાના મધ્યમાં થઇને અનન્ત નદી સ્વરૂપ સર્વ જીવાત્માઓ, સિદ્ધિ અને આત્મસાક્ષાત્કાર રૂપ સમુદ્રની દિશામાં ગમન કરી રહ્યા છે.

જે પુરૂષાર્થી જીવાત્માઓએ પોતાનાં (આત્મ) સ્વરૂપનો અનુભવ કર્યો છે તેમનો જય થાઓ! તેઓ આપણ સર્વને આશીર્વાદ આપો. ૐ तत्सत्।

राजयोग भाग २ जो सम्पूर्ण ॥